# થિયોસોફીકલ સોસાયટી

વિષે

ઠીક જાણવાજોગ વિગતો તથા એ મંડળમાં
જોડાયલાં કેટલાંક જરથોશ્તી બાનુઓ તથા
ગ્રહસ્થોનો થીયોસોફીના શીક્ષણો
વીશેનો અભીપ્રાય.



લખનાર

દાદાભાઇ ધનજીભાઇ જસાવાલા.

[ સુધારા વધારા તથા ફેરફાર સાથની બીજી આવૃતી. ]

---

મુંબઇ:

ઍરાગ પ્રિન્ટીંગ પ્રેસ, મેનોરહાસ સ્ટ્રીટ. ફોટ.

સપટેમ્બર ૧૯૦૭.

# થીઓસોફીને લગતાં ગુજરાતી અંગ્રેજી ચોપડી ચોપાનીયાની ટીપ.

| | | |
|---|---|---|
| | | રૂ. આ. |
| ખુદાની મુલાકાત | ... ... ... ... ... | ૧– ૮ |
| પુનર્જન્મ | ... ... ... ... ... ... | ૧– ૮ |
| ગેબી અવાજ ... | ... ... ... ... ... | ૦–૧૨ |
| માર્ગ ઉપર પ્રકાશ | ... ... ... ... ... | ૦– ૮ |
| વિચાર શક્તિ–તેનો કાબુ અને કેળવણી | ... ... ... | ૦–૧૨ |
| દેવતાઓ અને તેમના કામો | ... ... ... ... | ૦– ૪ |
| પાદશાહ કયખુશરો તેની તવારીખ ઉપર પડતી રોશણી | ... | ૦– ૬ |
| મરણ પછી માણસની હાલત રૂ. ૧–૮ સસતી આવૃતી | ... | ૧– ૦ |
| મહાત્માઓની શોધમાં ... | ... ... ... ... | ૦– ૪ |
| આકાશ તત્વ ... | ... ... ... ... ... | ૦– ૨ |
| અંતર્દ્રષ્ટિની પીડા (એક વારતા) ... | ... ... ... | ૦– ૧ |

ઉપલી ચોપડીઓ નીચલે ઠેકાણે મળશે.

---

## ચેરાગ બુક ડીપો,

મનોરદાસ સ્ટ્રીટ, બજારગેટ, પોલીશ ચોકીની પછવાડે, કોટ, મુંબઈ.

# ગુપ્ત જ્ઞાન ફેલાવનાર એક આગેવાન મંડળીને લગતી કેટલીક જાણવાજોગ વીગતો.

માણસ જાતના સુધારા વધારાની દરેક સુભ હીલચાલ ચોકસ તબક્કામાંથી પસાર થાય છે. દરેક હીલચાલ પહેલે નાના પાયાથી શરૂ થાય છે અને તે વખતે તે હીલચાલમાં સામેલ થનારાઓની હસી મશકેરી થાય છે તથા વર્તમાન પત્રો તે હીલચાલની કંઇ પણ ખબર લેવાના તદ્દન અખાડા કરે છે. એ તબક્કામાંથી જો તે હીલચાલ પસાર થાય છે તો તે હીલચાલ તાનાંજાણી, હશી મસ્કેરી તથા ગાલગલોચના તબક્કામાંથી પસાર થાય છે, તથા વર્તમાંન પત્રો તે હીલચાલની વીરૂદ્ધમાં ઘણુ સખત રીતે લખે છે.

ત્યાર પછી તે હીલચાલ કંઇક સારી છે એમ લોકોને તથા વર્તમાન પત્રના અધિપતિઓને જણાય છે અને લોકોની ફેરવાયલી વલણ જોઇ તેઓ પણ બારી રાખી ગોળ ગોળ બોલોમાં તે હીલચાલની વખાણુ ગાય છે, ત્યાર પછી ચોથા અને છેલ્લા તબક્કામાં તે હીલચાલ ફતેહમંદ થવાથી ફેશનેબલ થાય છે અને પૈસાવાલા, સીખેલા અને બીજા લોકો તેમાં દાખલ થાય છે અને તે હીલચાલના ભારે વખાણુ થાય છે અને તેનાં બાકાં પેપરોમાં ફુંકાય છે. થીયોસોફીની મહાન હીલચાલ ઉપલા તબક્કાઓના ત્રીજામાંથી લગભગ પસાર થવા આવી છે અને થોડા વખતમાં તે ચોથા અને પુર્ણ ફતેહના છેલ્લા તબક્કામાં દાખલ થાય એવી શુભ નીશાણી જણાય છે. થીયોસોફીની મંડળીમાં પહેલે થોડા જણા જોડાઇ આજે ૩૩ વરસમાં તે મંડળીમા હજારો મેમ્બરો દાખલ થઇ હાલ તેમાં ૧૪૦૦૦ મેમ્બરો હૈયાત છે એથી એ મંડળીની ફતેહ વિષે કંઇ પણ શક રહેતો નથી. એવી એક મંડળી વીશે નીચે કંઇક ટુંકમાં લખ્યુ છે તેપર સઘલાં ખુલ્લાં મનનાં બાનુઓ તથા ગ્રહસ્થોનું લક્ષ ખેંચવાની આ અદના લખનાર રજા લે છે.

## ૧.—થીયોસોફીકલ મંડળીની શરૂઆત તથા તેનાં જાહેર સ્થાપનારાં.

નજદીક તેત્રીસ વર્ષો અગાઉ અમેરીકાના ન્યુ યોર્ક શહેરમાં મરહુમ મેડમ બ્લેવાટસ્કી તથા મરહુમ કરનલ ઑલકૉટ મરહુમ મી॰ જડજ તથા

બીજા થોડાક ગ્રહસ્થો સાથ થિયોસોફીકલ સોસાયટી સ્થાપી હતી. એ મંડળીની હાલ સુધીમાં ૮૯૩ શાખાઓ દુનિયાંના સઘળા ભાગોપર પંથરાઇ ગઇ છે અને તેમાં દુનિયાંના કાબેલ, નીતિમાન, ધર્મી, પરોપકારી અને મીનોઇ જ્ઞાન મેળવવાની ઇચ્છા ધરાવનાર હજારો સ્ત્રી-પુરૂષો જોડાયાં છે. હાલનાં જમાનામાં મીનોઇ જ્ઞાનનો ફેલાવો કરવા સારૂ સ્થાપેલી મંડળીઓ-માંની કોઇ પણ એટલા ટુંક વખતમાં દુનિયાંમાં એટલી જાણીતી થઇ નથી, તથા દુનિયાંનાં સાહીત્યપર મીનોઇ શીક્ષણનો છાપ માર્યો નથી, તથા દુનિયાંના મીનોઇ વધારા સારૂ ઘણા થોડા પૈસા ખરચવા છતાં એટલું બહુ કામ કીધું નથી. આ મંડળીના પ્રમુખ કરનલ ઓલકાટ ચાલુ વરસના ફેબ્રુવારી મહીનાની ૧૭ મી તારીખે આ મંડળીના વડા મથક અડ્યાર મધરાસ ખાતે ગુજરયા છે અને તેવણ પછી આ મંડળીના પ્રમુખ તરીકે અલોકીક બુદ્ધિના જાણીતા બાનુ વકતા તથા આગેવાન થીયોસોફીસ્ટ મીસીસ એની બીઝેન્ટ ઘણા વધુ મતથી ચુંટી કહડાયાં છે.

## ૨.—એ મંડળીની પછવાડે કોણનો હાથ છે?

જો કે એ મંડળી જાહેરમાં મેડમ બ્લૅવાટસ્કી અને કરનલ ઑલકૉટે સ્થાપી હતી, પણ તેના ખરા સ્થાપનારા એ મહાન પુરૂષો જેઓ પોતે મહાત્માઓ છે, તેઓએ દુનિયાંનાં ભલાં સારૂ એ મંડળી મરહુમ મેડમ બ્લૅવાટસ્કી કે જે તેઓમાંના એકની ચેલી હતી, તેની મારફતે સ્થાપી, અને કરનલ ઑલકૉટને એ મંડળીનો કારોબાર ચલાવવા સારૂ પ્રમુખ નેમવામાં આવ્યા.

આ મહાત્માઓ વિષે જ્યારે પણ થીયોસોફીસ્ટો તરફથી જાહેરમાં કાંઇ કહેવામાં આવે છે ત્યારે છાપાના કેટલાક એખબરા અધિપતિઓ તથા લખનારાઓ જેઓએ એ બાબદનો કંઇ પણ અભ્યાસ કર્યો નથી, અને કરવાની ઇચ્છા રાખતા નથી, તેઓ મહાત્માઓની હસ્તીને થીયોસોફીસ્ટોના નબલાં ભેજાંના બખારો ગણી હસી કહાડે છે. એ મંડળીની શરૂઆતમાં તથા ત્યાર પછી વારંવાર મેડમ બ્લૅવાટસ્કીએ કહ્યું છે કે, મહાત્માઓ હૈયાત પુરૂષો છે અને થિયોસોફીને લગતાં જે જે શીક્ષણો તેણીએ બહાર પાડયાં છે. તે તેણીના પોતાના નથી, પણ તેણીના ગુરૂના યા તેઓ તરફથી મળેલાં શીક્ષણને આધારે તેણીએ બહાર પાડયા છે. ત્યાર પછી કરનલ ઑલકૉટ, મી૦ સીનેટ, મી૦ લેડબીટર તથા આ મંડળીના હાલના નવા પ્રમુખ મીસીસ ઍઝન્ટ તથા બીજાંઓ થોડે યા ઘણે દરજ્જે એ મહાત્માઓના જાતી સંબંધમાં આવ્યા છે, અને તેઓ મેડમ બ્લૅવાટસ્કીની હૈયાતીમાં અને ત્યાર પછી પણ મહાત્માઓની હસ્તી બા-

પોકાર જાહેર કરી એ સાહેબોને ડહાપણ અને અશોઇના શ્રેષ્ઠ તબક્કા ઉપર પુગેલા જીવતા પુરૂષો તરીકે જણાવી, થીયોસોફીને લગતું જે શીક્ષણ તેઓને મલ્યું તે તેઓથી છે એમ જાહેર કર્યું છે. આજ કેટલાંક વર્ષો અગાઉ જ્યારે આએ અદના લખનાર થિયોસોફીકલ સોસાયટીના એક વાર્ષીક કૉનફરન્સ વખતે અડયાર ગયો હતો, અને જ્યારે મીસીસ બૅઝન્ટ પેહલવેહલાં હીંદુસ્તાનમાં આવ્યાં હતાં, ત્યારે તેવણને પુછ્યું હતું કે, શું તેવણે મહાત્માઓને જોયા છે અને તેઓના જાતી સંબંધમાં આવ્યા છે? તેવણે તરતજ એ વિષે હા કહ્યું. કેટલાંક વરસોપર મીસીસ એની બેઝન્ટ મુંબઇ આવ્યા હતાં ત્યારે આ મંડળીની મુંબઇની શાખાના એક સભાસદે મહાત્માઓની હસ્તી વિષે પોતાનો શક તેવણ આગળ ખાનગીમાં જાહેર કરી તેનો ખુલાસો તેવણ પાસે માગ્યો. મીસીસ બેઝન્ટે ખુલાસો કીધો કે તેવણને માહત્માઓ તરફથી કાગલો મળ્યા છે, મોકલેલા કાગલના જવાબો મળ્યા છે, તેઓએ મહાત્માઓને નજરે દીઠા છે અને તેઓ સાથે વાત કીધી છે અને એથી વધારે ખોલાસો તેવણ શું આપી શકે તે જાણવા માગ્યું. આ હકીકત ઉપલા સભાસદે ત્યાર પછી આ ચોપાન્યાના અદના લખનારને કહી તે અત્રે રજુ કીધી છે. મીસીસ બૅઝન્ટ, કે જેવણે સચાઇને ખાતર ઘણાં દુઃખો ખમ્યા છે અને પુષ્કળ જાતી ભોગો આપ્યા છે, જેઓ પોતાંના જાતી અનુભવથી તેઓની હસ્તી જાહેર કરે છે, તેઓનું કહેવું સઘલાઓએ કબુલ કરવું જોઇએ એમ નથી. એ વાત દરેક વીચારવંત વાંચનારની મુનસફી ઉપર છે. યુનીવરસીટીની ઉંચામા ઉંચી પદવી લઇ બહાર પડેલા બાહોશ ઇજનેરો, ડાકટરો, વકીલો, બેરીસ્ટરો તથા હાઇ કોરટના જજો અને વિદ્વાનો જેઓ થિયોસોફીકલ સોસાયટીના મેમ્બરો છે, તેઓની ચોકસ દલીલોથી ખાતરી થવાથી તેઓમાંના ઘણાકો મહાત્માઓની હસ્તી માને છે. તેઓ સઘળા "નબળા ભેજા"ના છે એમ કહેવું અકલથી તદન ઉલટું છે.

### ૩.—ગુપ્ત જ્ઞાન દુનિયાંમાં ફેલાવા સારૂ દર સદીના છેલ્લાં ૨૫ વર્ષોમાં થતી કોશેશ—અઢારમી સદીનો એનો ફેલાવો કરનાર સખ્સ.

દર સદીના છેલ્લાં ૨૫ વર્ષોમાં દુનિયાંમાં અને ખસુસ કરી પશ્ચીમના મુલકોના લોકોમાં, મીનોઇ જ્ઞાન ફેલાવાની કોશેશ એ મહાત્માઓના મંડળ તરફથી થાય છે. અઢારમી સદીના છેલ્લાં ૨૫ વર્ષોમાં એ જ્ઞાન યુરોપના મુલકોમાં ફેલાવાની કોશેશ કરવા સારૂ મેસમર નામનાં જાણીતા શખ્સ

જેને મેસમેરીઝમ યાને એનીમલ મેગનેટીઝમની ફરીથી શોધ કીધી હતી, અને જે 'બ્રધરહુડ ઓફ લુક્ષોર' નામની મંડળીનો એક મેમ્બર હતો, તેને મહાત્માઓના મંડળના હોકમથી ઉપલી મંડળીની કાઉનસીલે ચુંટી કાહાડયો હતો. જે પ્રમાણે હાલ કેટલાકો મેડમ બ્લૅવાટસ્કીને ઠગારી ગણે છે, તેજ પ્રમાણે તે વખતે મેસમર ગણાતો હતો, પણ ત્યાર પછી તેની શોધોને ઘણેક દરજ્જે આજની વિદ્યાએ ખરી તરીકે સાબેત કીધી છે, અને એવી રીતે તેના નામને લાગેલો કલંક ધોવાઇ ગયો છે. મેસમરે ૧૭૮૩માં 'ઓરડર ઓફ યુનીવર્સલ હારમની' નામનો વર્ગ સ્થાપ્યો, જેમાં જો કે જાહેર રીતે મેસમેરીઝમ શીખવવામાં આવતું હતું, પણ બાતેનમાં ગુપ્ત વિદ્યાનું શીક્ષણ આપવામાં આવતું હતું. એ મંડળી જેવી જોઇએ તેવી ફતેહમંદ નીવડી નહી.

## ૪.—ગઇ સદીમાં થિયોસોફીકલ મંડળી સ્થાપવાના કારણો.

આગલી સદીઓની આખરે મીનોઇ જ્ઞાન ફેલાવાની કોશેશો જેવી જોઇએ તેવી ફતેહમંદ ન નીવડવાથી ગઇ સદીમાં એ વિષે ફરીથા કોશેશ કરવામાં આવી હતી. આગલી સદીઓમાં મહાત્માઓના મંડળ તરફથી હાલના જેટલું મીનોઇ જ્ઞાન આપવામાં આવ્યું ન હતું, કારણ કે આગલી સદીઓમાં ધર્મ તરફ લોકોની આસ્થા વધારે હતી, ખાકી વિદ્યા એટલી આગલ વધેલી ન હતી, અને ગુપ્ત શક્તિઓ વિષેનું જ્ઞાન એટલું જાહેરમાં ન આવ્યાથી તેનો ખરાબ ઉપયોગ થવાનો સંભવ હાલના જેટલો ન હતો. પણ ગઇ સદીની અધવચ પછી ખાકી વિદ્યાના વધારા સાથ લોકો ધર્મના ફરમાનો તરફ નાફરમાન થવા સાથ, યઝદ અમશાસ્પંદો તથા ખોદાની હસ્તીનો ઇનકાર કરવા લાગ્યા, અને એવી રીતે ધર્મ ઉપરની આસ્થા, ઓછી થવાની સાથે લોકો અધર્મી અને અનીતિવાન થવા લાગ્યા; ધર્મ ગુરૂઓમાં ખાકી વિદ્યા તથા મીનોઇ જ્ઞાનની કોતાઇને લીધે તેઓ શીખેલા પુરૂષોને વિદ્યા અને ધર્મ એ બંને વચેનો અરસપરસનો નીકટ સંબંધ દેખાડી શકયા નહી, અને એ રીતે વિદ્યા અને ધર્મ વચે યુદ્ધ શરૂ થયું, તેમાં દેખઇતી રીતે ખાકી વિદ્યાની ધર્મ પર ફતેહ થવા લાગી; બીજા હાથપર વિદ્યાના આગલ વધવા સાથે ગુપ્ત શકિતઓ જાહેરમાં આવી અને તેને કેમ અને કેવી રીતે વાપરવી તેની સમજણની ગેરહાજરીમાં તેનો સ્વાર્થી અને ગેરઉપયોગ થવા લાગ્યો. એથી દુનિયાંમાં થતી ખરાબી અટકાવવા સારૂ મહાત્માઓનાં મંડળે મેડમ બ્લૅવાટસ્કી અને બીજાં જાણીતાં થીયોસોફીસ્ટો મારફતે ખોહલા પ્રમાણમાં મીનોઇ જ્ઞાન, જે આગલ કોઇપણ

સદીમાં બહાર આપવામાં આવ્યું ન હતું, અને જે અગાઉ આશ્રમોમાં ફકત ચેલાઓને મલતું હતું, તે બહાર પાડયું, કે જેથી માણસો ધર્મ અને વિદ્યાનો નીકટ સંબંધ સમજીને ગુપ્ત શકિતઓને સારે માર્ગે વાપરી નીતિ અને ધર્મને રસ્તે ચાલી પોતાનો મોનોઇ વધારો સીધે રસ્તે કરે. એ મંડળી સ્થાપ્યા પછી ધણાકો નીતિવાન બન્યા છે, નાસ્તીકોએ ખોદાની હસ્તી સ્વીકારી છે, જેનો જગ જાહેર દાખલો અલૌકીક બુદ્ધીના નામીચાં બાનુ વકતા અને થીયોસોફીસ્ટ મીસીસ બૅઝેન્ટનો છે. "રીવ્યુ ઑવ રીવ્યુઝ"નો નામીચો અધીપતી અને લેખક મી૦ સ્ટેડ જ્યારે "પેલમેલ ગૅઝેટ"નો અધીપતી હતો ત્યારે તેણે લખ્યું હતું કે આપણે મેડમ બ્લૅવાટસ્કીના ચમત્કારો વીશે વાતો કરીએ છીએ, પણ આએ (એટલે મીસીસ બૅઝન્ટનો દાખલો) ચમત્કારનો ચમત્કાર છે.

## ૫.—એ મંડળીની ત્રણ નેમો.

એ મંડળીની ત્રણ નેમો છે; જેમાંની પેહલી નેમ દુનિયાંમાં ન્યાતજાત, રંગરૂપના તફાવત વગર કુલે માણસ જાતમાં ભાઇબંધીનું બીંદુ સ્થાપવાની છે; બીજી નેમ જુદા જુદા ધર્મો, ફીલસુફી અને વિદ્યાનો અભ્યાસ વધારવાની છે; અને ત્રીજી નેમ ખુદરત અને માણસમાં સમાયલી ગુપ્ત શકિતનો અભ્યાસ અને શોધખોલ કરવાની છે.

ફકત પેહલી નેમ આ મંડળીના સઘળા મેમ્બરોપર બંધન રૂપે છે. બીજી બે નેમોપર અમલ કરવો યા નહી, તે દરેક મેમ્બરની પોતાની ખુશી તથા જોગવાઇ પર રહેલું છે. થીયોસોફીકલ સોસાયટીના કોઇ પણ મેમ્બર તરફથી આપવામાં આવતાં કોઇ પણ શીક્ષણ માનવાં યા ન માંનવાં એ દરેક મેમ્બરની ખુશીપર રહેલું છે, અને એ શીક્ષણો કોઇ પણ રીતે બંધનરૂપે નથીજ.

વર્તમાન પત્રના કેટલાક બેપરવા તથા બેખબરા અધીપતીઓ તથા લખનારાઓ જેઓ થીયોસોફીકલ સોસાયટીને ખોટી રીતે એક પંથ તરીકે ગણે છે અને થીયોસોફીસ્ટો આંએ માને છે અને પેલુ માનતા નથી એવી એવી ખોટી તરકો કરે છે, તેઓ કેવી ભુલ કરે છે તે ઉપલી હકીકતથી ખુલ્લુ જણાશે.

## ૬—મેડમ બ્લૅવાટસ્કીને ઠગારી કોણ કહે છે?

આજ કેટલાંક વર્ષો અગાઉં ઇંગ્લંડમાં ઉભી થયલી સાઇકીકલ રીસર્ચ સોસાયટી નામની મંડળી રૂહાની શકિતઓની શોધખોળ કરવા ઉભી થઇ છે. એ મંડળીએ કેટલાંક વર્ષો અગાઉ મેડમ બ્લૅવાટસ્કીના કહેવાતા ચમત્કારો વિષે શોધખોળ કરવા મી૦ હોડસન નામના એ બાનુદથી

તદ્દન બીનઅનુભવી જુવાન પુરૂષને હીંદુસ્તાનમાં મોકલ્યો હતો, તેણે કેટલાક ભલતાજ શખસોની શાક્ષીઓ લીધી અને તેને આધારે મેડમ બ્લૅવાટસ્કી વીરૂધ રીપોર્ટ કીધો, જે ઉપલી મંડળીએ છપાવ્યો અને તેમાં મેડમ બ્લૅવાટસ્કીને "ઠગારી"ની ઉપમાં આપી. એથી ઘણીક ચરચા થયાથી ઘણાક બાહોશ વિદ્વાન અને જાણીતા ગ્રહસ્થોની એક કમીટી એ બાબદસર તપાસ કરવા ઠેરવવામાં આવી, જેણે સઘળી વીગતોની બારીકીથી તપાસ કરવા પછી મેડમ બ્લૅવાટસ્કીને સઘલાં કલંકમાંથી માન સહીત નીર્દોષ ઠેરવી.

ત્યાર પછી કેટલાંક વર્ષો રહીને જ્યારે મીસીસ બૅઝન્ટ મેડમ બ્લૅવાટસ્કી આગળ મલવા ગયાં ને પોતાની મરજી આ મંડળીમાં જોડાવાની જાહેર કીધી ત્યારે તેવણને મેડમ બ્લૅવાટસ્કીએ પુછ્યું, "શું તમોએ સાઇકીકલ રીસર્ચ સોસાયટીએ મારી સામે કીધેલો રીપોર્ટ વાંચ્યો છે?" મીસીસ બૅઝન્ટે ના પાડયાથી તેવણને તે રીપોર્ટ વાંચવાને અને ત્યાર પછી તેવણની ખાત્રી થાય તોજ આ મંડળીમાં જોડાવાને કેહવામાં આવ્યું. મીસીસ બૅઝન્ટે તરતજ એ રીપોર્ટ પોતાના એક મિત્ર પાસ મેલવી વાંચ્યો, એટલુંજ નહી પણ પોતાનો એક મિત્ર જે એક કાબેલ વકીલ હતો તેને પણ આપ્યો. એ રીપોર્ટ વાંચ્યા પછી મેડમ બ્લૅવાટસ્કીપર મુકેલાં તોહમત વીષે બંનેની મુદ્દલ ખાતરી થઇ નહીં; કારણ કે એ રીપોર્ટ ન્યાયશાસ્ત્રની દલીલોપર નહી પણ ફક્ત અનુમાનપર રચાયલો હતો. આથી મીસીસ બૅઝેન્ટ પાછાં મેડમ બ્લૅવાટસ્કી આગળ ગયાં અને થીયોસોફીકલ મંડળીમાં જોડાયાં, અને તેવણ પાસ મીનોઇ શીક્ષણ ઉલટથી લેતાં ગયાં. ત્યાર પછી મીસીસ બૅઝન્ટે "ટાઇમ" નામના માસીકમાં સાઇકીકલ રીસર્ચ સોસાયટીનાં ઉપલા રીપોર્ટનુ ખંડન "The Great Mare's Nest of the Psychical Research Society" નામની બાહોશ અને વીદ્વતા ભરેલી આર્ટીકલ લખી કીધું છે. આ અદના લખનારે પણ સાઇકીકલ સોસાયટીનો મેડમ બ્લૅવાટસ્કી વિરૂદ્ધનો રીપોર્ટ વાંચ્યો છે; પણ તેના અનુમાન સાથ તે એકમત થતો નથી.

મેડમ બ્લૅવાટસ્કી સાથ ઘણા વર્ષો સુધી એક જગાપર સાથે રેહનારાં જાણીતાં સ્ત્રી પુરૂષો તેણીને એકે અવાજે એક બાહોશ, ભલી અને પોતાને ભોગે દુનિયાંનુ ભલું કરનારી અને મીનોઇ શીક્ષણ આપનારી બાનુ તરીકે ચીતારે છે. મી૦ મીડ નામના જાણીતા વિદ્વાન થીયોસોફીસ્ટ જેવણ આગલ કેટલાંક વર્ષો સુધી મેડમ બ્લૅવાટસ્કીના ખાનગી સેક્રેટરી હતા, તેવણ સને ૧૯૦૪ના એપ્રીલ મહીનાના "થીયોસોફીકલ રીવ્યુ"માં Concerning H. P. B. નાં મથાળાં તળે એક લંબાણ આર્ટીકલમાં મેડમ બ્લૅવાટસ્કી

ઠગારી હોઇ શકેજ નહી એવું ખાતરી પુર્વક દલીલોથી પુરવાર કરે છે. એ સીવાય મેડમ બ્લૅવાટસ્કી જો ઠગારી હતે તો મીનોઇ જ્ઞાનના કીમતી અને નીતિજનક પુસ્તકો જે તેણીએ લખેલાં છે અને જેપર થીયોસોફીસ્ટો કુરબાન છે તે રચી શકતે નહી.

જ્યારે મેડમ બ્લૅવાટસ્કી સાથ ઉપર પ્રમાણે ધાડા સંબંધમાં આવનાર સ્ત્રી પુરૂષો તેણીને ભલી ચીતારે છે, તથા તેણીનાં પુસ્તકો ઉંચી નીતિ શીખવે છે એમ સઘલાં અપક્ષપાત વાંચનારા કબુલ કરે છે, ત્યારે છાપાના કેટલાક બેખબરા લખનારાઓ કે જેઓમાંના કેટલાકોએ તેણીને જોઇ પણ ન હશે તથા તેણીનાં પુસ્તકો વાંચ્યાં પણ ન હશે, તેઓ તેણીને ઠગારીની ઉપમાં આપે છે. વાંચનાર એ બાબતનું તુ પોતે તોલ કર.

મેડમ બ્લૅવાટસ્કીની સ્તુતિનુ નીચલુ ગીત તથા તેની નીચેનુ કર્મને લગતુ ગીત તા૦ ૮ મી મે ૧૯૦૭ ને "વાહીટ લોટસડે" મેડમ બ્લૅવાટસ્કીના મરણના વાર્ષીક દીવસે મુંબઇ બ્લૅવાટસ્કી લોજમાં થયલા એક મેળાવડામાં થીયોસોફીકલ મંડળીના એક સભાસદ તથા જીવદયાના કામમાં આગેવાન ભાગ લેનાર મી૦ લાભશંકર લક્ષ્મીદાશ તરફથી ગાવામાં આવ્યાં હતાં તે અત્રે રજુ કીધાં છે.

## મેડમ બ્લૅવાટસ્કીની સ્તુતિ.

### "સમજ મન લેને ભજી કીર્તાર"

મેડમ સુણો આજે આ સ્તુતિ અમારી H. P. B. માત મારી—મેડમ. ૧
કર્નલ સાથે અહીં પધારી, સંકટ વેઠયાં ભારી—મેડમ. ૨
માન અપમાનને શક શરકોરી, કાંઇ નહીં ગણુકારી—મેડમ. ૩
મુકતી મંડળ સ્થાપી વધારી, ખ્યાતી પવીત્ર તમારી—મેડમ. ૪
શીષ્ય તમારી પરઉપકારી, જનતારણ કરનારી—મેડમ. ૫
એ શીષ્યના દુખ સંહારી, વીજય કરો માત મારી—મેડમ. ૬
દેશોદેશ બધાં નરનારી, દેજો સ્વાર્થ વીસારી—મેડમ. ૭
થીયોસોફી છે સુખકારી, વર્તો એમ વીચારી—મેડમ. ૮

### કર્મ.

કરમકા જો મરમ જાને, વોહી દાના કહાવે;
સુખી કોઇ, દુખી કોઇ, કરમ સબ સમજાવે—ક. ૧
જો બોતા ઘઉં ખેતર, વો લનતા નહીં પથ્થર;
જો પથ્થર કદી વાવે, કહો કહાંસે ઘઉં ખાવે—ક. ૨
બુઝે ધીસે નહી અગની, દીપે રાહુસે નહીં ચંદની;
કરે જો પાપ, સહે સંતાપ, કહો અબ કોન સતાવે.—ક. ૩
બડા હયે સ્વાર્થ પરમારથ, યેહ કહેના નહી બિન અર્થ;
ખુદાકી રહેમ જો ખેંચે, કદી વોહી ન પસ્તાવે—ક. ૪

## ૭.—મેડમ બ્લૅવાટસ્કીનાં મરણ પછી એ મંડળી ભાંગી પડશે એવી તેણીની વીરૂધવાળાઓની આગાહીનું ખોટું પડવું.

કેટલાકો એવું ધારતા હતાં કે, જયાંવેર મેડમ બ્લૅવાટસ્કી હૈયાત છે ત્યાંવેર થીયોસોફી અને થીયોસોફીકલ સોસાયટી ટકી રહેશે; અને ત્યાર પછી બંને પડી ભાંગશે. તા૦ ૮ મી મે ૧૮૯૧ ને દીવસે મેડમ બ્લૅવાટસ્કી મરણ પામ્યા ને બીજે દીવસે ઇંગ્લંડના છાપામંડળના મોટા ભાગે એવી આગાહી કીધી કે, હવે થીયોસોફી અને થીયોસોફીકલ મંડળીની આખર આવી. એ આગાહી કેવી ખોટી નીવડી છે તે એટલાંથીજ જણાશે કે, ૧૮૯૧ માં જયારે થીયોસોફીકલ મંડળીની શાખાઓ ૨૭૯ હતી, ત્યારે હાલ તેની સંખ્યા વધીને ૮૯૩ ની થઇ છે, અને દુનિયાંના જુદા જુદા ભાગોમાં હજારો નવા મેમ્બરો દાખલ થયા છે.

## ૮—એ મંડળીએ શું કીધું છે?

કેટલાકો પુછે છે કે, થીયોસોફીકલ મંડળીએ શું કામ કીધું છે? આ મંડળીની હસ્તી આગમચ હીંદુસ્તાનના શીખેલા હીંદુઓનો તેઓના ધર્મ ઉપરથી મન ઉતારો થયો હતો, અને થોડાં વર્ષમાં હીંદુઓનો પોણો ભાગ ખ્રીસ્તી થઇ જશે એવી ક્રીશ્ચીયન મીસનરીઓ વાતો કરતા હતા. ત્યાર પછી થીયોસોફીનાં શીક્ષણે હીંદુ તથા બીજા ધર્મોપર અજવાળું પાડયું અને હાલની ખાકી વિદ્યા તથા ધર્મ વચેનો સંબંધ બતલાવી આપ્યો, અને ધર્મનાં કેહવાતાં વેહેમી ફરમાનો અને ઉપદેશને થીયોસોફીની રોશનીમાં સચાઇના પાયાપર રચાયલાં દેખાડી આપ્યાં. આથી હીંદુઓનો પોતાના ધર્મ તરફનો ચાહ પાછો ઉભરી નીકલી તેને સજીવન કરવાની કોશેશ ચાલી (એ વીષે ૧૯૦૪ના એપ્રીલ મહીનાના *Theosophic Gleaner* માં 'Theosophy and the Hindus' વાળી બાબદ વાંચો.) આથી ખ્રીસ્તી મીસનરીઓને પોતાના ધર્મમાં બીજાઓને વટલાવાનાં કામમાં થીયોસોફીકલ સોસાયટીથી ખલલ પડી છે.

એજ પ્રમાણે સીલોનમાં પણ આ મંડળીનાં શીક્ષણથી અને આ મંડળીનાં માજી પ્રમુખ કરનલ ઑલકૉટની મેહનતથી બુધીસ્ટોએ ત્રણ કૉલેજો તથા સેંકડો નીશાળો સ્થાપી બુધીસ્ટ ધર્મનુ ત્યાં શીક્ષણ આપયાથી ત્યાં પણ મીશનરીઓનાં કામને જબરો ફટકો પડયો છે. આથી તેઓ થીઓસોફીકલ સોસાયટી તરફ અને તેના સ્થાપનારાં મેડમ બ્લૅવાટસ્કી તરફ શક અને દુશમનાઇથી જોવા લાગ્યાં અને મેડમ કુલાં નામની એક સ્ત્રીની મદદથી મેડમ બ્લૅવાટસ્કી સામે જુઠા ગુલબાનો ઉભાં કીધાં.

એજ પ્રમાણે પારસીઓએ પણ પશ્ચીમના સુધારા તરફ આંખ વીંચીને ઝંપલાવ્યું હતું. ફાઈલોલોજીની મદદથી થયલા પારસી ધર્મ પુસ્તકોના તરજુમા ઓમાં તેઓને ઘણુંક અધુરૂં અને બેહુદું લાગતું હતું, તે ઉપર થીયોસોફીના શીક્ષણથી રોશણી મલવાથી જે ફરમાનો વેહેમી અને હસી કાહાડવાજોગ લાગતાં હતાં તેનો પાયો વિદ્યાપર રચાયલો છે તે તેઓ જોવા લાગ્યા. સઘલા અપક્ષપાત જરથોસ્તીઓ જેઓએ ખુલ્લાં મને થીયોસોફીનું સાહીત્ય વાંચ્યું છે, અને ત્યાર પછી જરથોસ્તી ધર્મના પુસ્તકો યા તેઓના તરજુમા વાંચ્યા છે, તેઓ એકે અવાજે કહે છે કે, થીયોસોફીનાં શીક્ષણથી તેઓપર ઘણી રોશની પડી છે અને ઘણાક ગુંચવાડા ભરેલા સવાલોનો મનપતીજ ખુલાસો મલ્યો છે. એ વીષે વધુ ખુલાસા સારૂ મી૦ ન. ફ. બીલીમોરીયાની "Zoroastrianism in the Light of Theosophy" અને "જરથોસ્તી રાહબર" અને મી૦ મ. પે. કોટવાલની "મજદયસ્નીધર્મ અને ખુદાશનાશી" અને "થાયોસોફીલ સોસાયટી: તેના સ્થાપનારાઓ, તેનાં મેમ્બરો: તેના જરથોસ્તી મેમ્બરો સામે ઉઠેલા વાંધાઓનો ખુલાસો" વાલા ચોપાન્યામાં "પારસી થીયોસોફીસ્ટોએ જરથોસ્તી ધર્મ માટે શું કીધુ છે" વાળી બાબદ વાંચવાની ભલામણ કરવામા આવે છે.

હીંદુ, બુધીસ્ટ, જરથોસ્તી અને ખ્રીસ્ની થીયોસોફીસ્ટોએ એકે અવાજે બાગેબુલંદ જાહેર કીધું છે કે, થીયોસોફીનાં શીક્ષણથી તેઓ પોત પોતાનો ધર્મ વધારે સારી રીતે સમજવાને શક્તિવાન થયા છે. એવી રીતે દરેક ધર્મના ઘણાક પુરૂષો જેઓ નાસ્તીક થયા હતા, તે પાછા આસ્તીક બન્યા છે, એટલુજ નહીં પણ તેઓના પોત પોતાના ધર્મ તરફનો ચાહ વધ્યો છે, થીયોસોફીનાં ઓહલાં શીક્ષણના બહાર પડવાથી ખરાં મીનોઇ જ્ઞાનની ગેર-હાજરીમાં ગુપ્ત શક્તિનો જે ગેરઉપયોગ થતો હતો, તેનો કેટલેક દરજ્જે અટકાવ થયો છે. એ સીવાય. મીનોઇ જ્ઞાનના તલબગારો જેઓમાંના કેટલાકો તેની શોધમાં સાધુઓ પછવાડે દોડતા હતા, તેઓનાં મન અને હૈયાંનું સમાધાન, આ શીક્ષણ કે જેનું કાંઇ પણ ધર્મ, યા ફીલસુફીમાં સીલસીલાબંધ અને વીદ્વતા ભરેલી રીતે મલતું નથી, તેથી થયું છે. એ સીવાય વીદ્યાને લગતી કેટલી શોધો વીષેની અગાહી આ મંડળીનાં બાનુ સ્થાપક મેડમ બ્લૅવાટસ્કીએ પોતાનાં "સીક્રેટ ડોકટ્રીન"માં કીધી હતી તેમાંની ઘણીક ખરી પડી છે. આજ ઘણાક વર્ષો આગમચ મેડમ બ્લૅવાટસ્કીએ માણસો એકેકના વીચારો વાંચી શકે છે, એવી હકીકત જાહેર કીધી હતી, તે વેળા તેણીને ઠગારીની ઉપમાં આપવામાં આવી અને કેટલાક થીયોસો-

ફ્રીસ્ટોએ કેટલીક દલીલને આધારે તે વાત માન્ય કીધી, તેથી તેઓ નબલા ભેજાના ગણાવા લાગ્યા; પણ ત્યાર પછી વીદ્વાનોએ એ વાત અખતરાઓથી સાબેત કીધી અને ત્યાર પછી ઈંગ્લંડના નામીચા વીદ્વાન પ્રોફેસર સર ઓલીવર લોડજે જેઓ એ વાત માનતા નથી તેઓને અજ્ઞાનોની ઉપમા આપી છે. જ્યારે બાકી વીદ્યાના સઉથી ચુનંદા અને બાહોશ વીદ્વાનો અનુ (atom) અને ઇથર (ether)ની હસ્તી વીશે અટકલો કરે છે ત્યારે આ મંડળીના આગલ વધેલા મેમ્બરોએ પોતાની ગુપ્ત શક્તિઓની ખીલવણીથી તેની તપાસ કરી વીદ્વતા ભરેલો ખુલાસો આપ્યો છે. (જુઓ આગલાં **થીયોસોફીકલ રીવ્યુ**માં મીસીસ બેઝંન્ટની Occult Chemistry વાળી બાબદ.)

## ૯. શું થીયોસોફીકલ મંડળીના સભાસદોને કંઇબી ચીજ માનવી યા ન માનવી એવું બંધન છે તથા બંધન ન હોય તો કેટલીક ચીજોમાં તેઓ માને છે તેનું કારણ શું ?

ઘણીક વખતે લોકોમાં એવી ગેરસમજુતી ફેલાયલી હોય છે કે થીયોસોફીકલ મંડળીમાં સભાસદ તરીકે દાખલ થવા સારૂ મહાતમાઓની હસ્તીમાં અથવા પુનર્જન્મમાં માનવું પડે છે તથા દારૂ પીવાનું છોડવું પડે છે તથા માસનો ખોરાક તજી અનફળશાકનો ખોરાક લેવો પડે છે. એ વીચાર તદન ખોટો છે. કોઇબી શખ્સ જ્યારે આ મંડળીમાં સભાસદ તરીકે દાખલ થાય છે ત્યારે તેને આ મંડળીની પેહેલી નેમ સ્વીકારયા શીવાય બીજી કોઇપણ ચીજ માનવી યા ન માનવી એવું બંધન નથી અને તે વીશે તેને કોઇપણ વખતે પુછવામાં આવતું નથી. ત્યારે આ સવાલ ઉઠાડવામાં આવે છે કે જ્યારે એમ છે તો ઘણાક થીયોસોફીસ્તો મેમ્બર થયા પછી મહાતમાઓની હસ્તીમાં તથા પુનર્જન્મના સિદ્ધાંતને માને છે તથા માસ મદીરા તજી અનફળ શાકના ખોરાક લે છે તેનું કારણ શું ?

મહાતમાઓ પણ માણસોજ છે તથા આગલા જન્મોમાં તેઓ પણ આપણા જેવા સાધારણ માણસો હતા પણ ઘણાક જન્મોની ચાલુ કોશેશથી મેલવેલાં જ્ઞાન તથા અપોઇના બલથી તેઓ હાલ શ્રેષ્ટ તબકાપર પુગા છે અને દુનીયામાં હાલ સાધારણ નજરે પડતાં માણસો કરતાં તેઓએ

મનશકિતમાં, મીનોઇ જ્ઞાનમાં તથા અશોઇમાં ઘણે ચહડતે દરજજે પોહોચી મિનોઇ શક્તિઓ પુર્ણ રીતે ખીલવી છે.

જો પ્રગટી કરણના કાયદા પ્રમાણે આગલ અને આગલ વધવુ એ માણુસની સરજત છે તથા હાલ દુનિયામાં પણ જંગલી માણુસો વસે છે જેઓ એક બેથી વધારે ગણી શકતા નથી તથા તેથી પાએરી દર પાએરી ચહડતા ન્યુટન તથા હક્ષલી, ટીંદલ તથા મેક્ષમુલર જેવા વીદ્વાંનોની હસ્તી આપણે સ્વીકારીએ છીએ તો તેથી વધારે ચહડતી શક્તિ તથા જ્ઞાન તથા અશોઇવાલા માણુસો હોયજ નહી એ માનવું મુશકેલ છે. થીયોસોફીકલ સોસાયટીના ઘણાક મેમ્બરો જેઓ મહાતમાઓના સંબંધમાં આવ્યા છે તેઓના ભરોશાપર તથા બીજા કારણોથી કેટલાક સભાસદોની ખાતરી થવાથી તેઓ માહત્માઓની હસ્તીમાં તથા તેઓના થીયોસોફીકલ મંડળી સાથના સંબંધમાં તેઓ માને તો તેમાં ખોટું શું છે. એ વીશે જેઓએ વધુ જાણવું હોય તેઓએ Masters as Facts and Ideals વાલુ મીસીસ બીઝેનતનું ચોપાન્યું તથા Steps to the Masters of Wisdom વાલુ પુસ્તક તથા What do we think of Masters એ બાબદપર મીસીસ બીઝેન્ટે તા૦ ૨૧ મી એપ્રેલ ૧૯૦૭ ને દીને ભાષાણ આપ્યું તેની ટુંક નોંધ "Theosophy in India"ના ચાલુ વરસના જુલાઇ મહીનાના અંકમાં આપવામાં આવી છે તે વાંચવી. પુનર્જન્મના સિદ્ધાંત વીશે એહલુંજ કેહવું બસ થશે કે ઘણાક ધર્માના પુસ્તકોમાંથી એ સિદ્ધાંત મલી આવે છે એટલુંજ નહી પણ યુરોપના કેટલાંક વીદ્વાનો પણ દુનિયામાં માણુસની જુદી જુદી હાલત વીશે તથા જીંદગીને લગતાં જે ગુચવાડા નજરે પડે છે અને જેનો વીદ્વાનો ખુલાસો આપી શકતા નથી તેના ભેદ ભરમનો ખુલાસો કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતથી થાય છે એમ કબુલ કરે છે. માહાન વીદ્વાન અને ફીલસુફ હ્યુમ અને હાલના જમાનાનો હૈયાત વીદ્વાન ફીલસુફ પ્રોફેસર મેકનેગારટ કહે છે કે ફકત પુનર્જન્મનું સિદ્ધાંત અમર્ગી વીશે અકલપસંદ દલીલ રજુ કરે છે. એ વીશે જેઓ વધુ જાણવા માગતા હોય તેઓએ Re-incarnation by Mrs. Besant, Re-incarnation by Dr. Anderson, Re-incarnation by Walker, Life after Life by Eustace Miles, M.A. તથા મીસીસ બીઝેન્તના ઉપલા પુસ્તકનો ગુજરાતી તરજુમો (પુનર્જન્મ) તથા "પુનર્જન્મ: માણુસ-

નો ફરી ફરીનો અવતાર" વાળુ મી. પેસ્તનજી ધનજીભાઇ માહાલક્ષ્મીવાલાનું પુસ્તક વાંચી ખાતરી કરવી.

પુનર્જન્મનું સિદ્ધાંત ફકત જુદી જુદી તર્કો (speculation) પર ટકેલું નથી પણ ઇંગલંડમાં આ મંડળીના કેટલાક સભાસદોએ પોતાની ગુપ્ત શક્તિઓ ખીલવી પોતે તથા બીજા સભાસદો આગલા જન્મોમા કોણ હતા તથા એકેક સાથ શું સંબંધ ધરાવતા હતા તે શોધી કાહાડવાને શક્તિવાન થયા છે તથા એવું જણાય છે કે હિન્દુસ્તાનમાં પણ તેવી સરૂઆત થઇ ચુકી છે. આ મંડળીના મરહુમ માનવંત સ્થાપક અને પ્રમુખ કરનલ ઓલકોટનો પોતાના ગુરૂ માહત્મા એમ સાથે તથા મેડમ બલેવાટસ્કી સાથ આગલાં જન્મોમાં શું સંબંધ હતો તે વીશેનો હેવાલ તેવણ થીયોસોફીસ્ટ ચોપાન્યાના એક આગલા અંકમાં Old Diary Leaves વાળા બાબદમાં તેઓએ કેટલીક વીગત સાથે આપ્યો છે. આ અદના લખનાર આજ કેટલાંક વરસોપર અદયાર ખાતે થીયોસોફીકલ સોસાયટીના એક વારસીક મેલાવડા વખતે હાજર હતો, ત્યાંથી કેટલાક બીજા સભાસદો સાથે પાછા ફરવા અગાઉ આ મંડળીના ઉપલા મરહુમ બુજરોગ પ્રમુખ કરનલ ઓલકોટની ભેટ લીધી. તે વખતે તેવણે પોતાના એક ધણા અતલગના સગાની છોકરીની સબી હમોને બતલાવીને તેણીનો આગલા જન્મમાં તેવણ સાથે શું નીકટ સંબંધ હતો ને તેથી તેઓ બંનેને એક બીજા તરફ ખેંચાણ થતું હતું તેનો ખુલાસો તેવણને જે મળ્યો હતો તે વીશે જણાવ્યું હતું. થીયોસોફીના શીક્ષણ પ્રમાણે માણસો એક જન્મમાં એક બીજા તરફ બેહદ પ્યાર યા ધીકકાર બતાવ્યાથી બીજા જન્મોમાં તેઓ ધણુકરીને સગપણનાં ગાંઠથી જોડાય છે અને તે વખતે તેઓના આગલા જન્મનો પ્યાર યા ધીકકાર એકકને પેહલી નજરે જોતાંને વારજ નં સમજી શકાય એવા જોશથી ઉભરી નીકલે છે. તે વીશે વાંચો મીસીસ બેઝનતના Love and Hate at First Sight વાળી બાબદ જે "થીયોસોફીક ગ્લીનર" ના આગલા અંકમાં પ્રગટ થઇ છે. અને જેનો તરજુમો આ અદના લખનારે "માસીક મજાહ"ના આગલા અંકમાં આપ્યો છે. જાણીતો ઇજીપશીયન મુસાફર કેપટન બરટનના મરણ પછી તેની વીધવા લેડી બરતને પોતાના મરહુમ ભરથારને લગતું પુસ્તક છપાવ્યું તેમાં તેણી જણાવે છે કે પોતાના મરહુમ ભરથારને પરણવા અગાઉ સઉથી પહેલ વેહલા તેને પોતાની આગલથી પસાર થઇ જતાં જોયો, તે વખતે તેણીને તેની તરફ ધણું ખેંચાન થવા લાગ્યું એટલુંજ નહી પણ તે ધણી કે જેને તે વખતે તેણી ઓલખતી પણ ન

હતી તે તેણીનો ભરથાર થશે એમ તેણીને લાગ્યું. લેડી બરતનનો દરજ્જો પોતાના ભરથાર કરતાં ચહડતો હોવાથી તેણીના માબાપ તરફથી તેણી કેપટન બરતન સાથ લગન કરે તે સંબંધી વાંધા ઊઠાવવામાં આવ્યા પણ અંતે તેણીની મુરાદ પાર પડી અને તેણી કેપટન બરતન સાથે લગનના ગાંઠથી જોડાઇ ઘણી સુખવાસી જીંદગી ગુજારી. આ મંડળીના ઉપપ્રમુખ મી૰ સીનેત *Broad Views* નામના ચોપાન્યાના આગલા અંકોમાં Former Lives of Living People વાળી બાબદમાં હૈયાત માણસોનો આગલા જન્મોનો હેવાલ આપે છે. એવું કેહવામાં આવે છે કે મરહુમ માહાન રાજદ્વારી ગ્લેડસ્ટન એ કોઇજ નહી પણ આગલા જમાનામાં થઇ ગયલા માહાન પુરૂશ શીશરોનો અવતાર હતો તથા ફ્રેન્ચ રેવોલ્યુશનની થોડા વખત અગાઉ જાણીતો થયલો કાઉન્ત સેંત ઝરમેન એ લોર્ડ બેકનનો અવતાર હતો. જેને વીશે એવું પણ જણાવવામાં આવે છે કે શેકસપીયરના નાટકો તથા કવીતા તેણે લખી છે. નેપોલીયન બોનાપાર્ટ વીશે એવુ કેહવામાં આવે છે કે તે સારલામેન નામના નામીચા રાજાનો અવતાર હતો તથા તે જનમની અગાઉ તેણે જુલીયસ સીઝર તરીકે અવતાર લીધો હતો તથા તેની અગાઉ તે યોગી હતો અને તે વખતે તેણે ભારે તપ કરી દુન્યાના રાજની ખાહેશ કરી હતી.

દારૂનો ત્યાગ કરવા જયારે દાકતરો ભલામણ કરે છે તથા દારૂના ઉપયોગથી શારીક તથા માનસિક શક્તિઓની ખીલવણીને નુકશાન પોહચે છે તથા તેથી દુર રેહવામાં ફાયદો છે એ હવે વીદ્વાંન દાકતરોનો ઘણો મોટો ભાગ કબુલ કરે છે, ત્યારે એ વીશે થીયોસોફીકલ સોસાયટીને બદનામ કરવાનું કારણ નથી. તે છતાં ગુપ્ત જ્ઞાનમાં આગલ વધેલા અનુભવીઓ એથી આગલ વધીને કહે છે કે દારૂના ઉપયોગથી મિનોઇ શક્તિઓની ખીલવણીનો અટકાવ થાય છે. દારૂ વીશે થીયોસોફીનું શીક્ષણ શું છે તે વીશે માંસીસ એની બીઝન્ટે 'Total Abstinence in the Light of Theosophy પર એક ભાશણ આજ ઘણાક વરસોપર આપ્યું હતું તે વાંચવાની ભલામણ કરવામાં આવે છે. Man and His Bodies નામની થીયોસોફીકલ મેન્યુઅલમાં પણ મીસીસ બીઝન્ટ એ વીશે વીવેચન કરે છે.

માંસના ખોરાકથી દુખ દરદો વધે છે તથા વનસ્પતી ખોરાકથી શારીરીક તથા માનસીક તંદરોસ્તી સુધરે છે એમ અનુભવી તબીબો જાતી

અનુભવથી તથા દરદી ધરાકોથી મેલવેલા અનુભવને આધારે કહે છે. એથી આગળ વધી થીયેસોફીનું શીક્ષણ કેટલુક વધુ કહે છે તે જેઓએ જાણવું હોય તેઓએ મીસીસ બીઝન્ટનું Vegetarianism in the Light of Theosophyનું ભાષન તથા Man and His Bodies નુ પુસતક તથા આ અદના લખનારનુ Vegetarian versus Meat Diet or the Diet Question in the Light of Medical Science, Religion and Theosophy વાલુ ચોપાન્યુ તથા માંસ વિરૂધ અન્ન-ફળ-શાકના ખોરાકની હીમાયતના વિષયોવાલુ ચોપાન્યુ (બીજી આવ્રતી) વાંચી ખાત્રી કરવી. જો થીયોસોફીકલ મંડળીના મેમ્બરો પોતામાં રહેલી ગુપ્ત શક્તિઓને ખીલવવાના હેતુથી તથા થીયોસોફીના જ્ઞાનનો જાતી અનુભવ લેવા સારૂ તથા બીજાં કારણોસર માસ મદીરા છોડી દઇ અન્નફળશાકનો ખોરાક લેતો તેમાં ખોટુ શું છે. એ શીવાય આ મંડળીના કેટલાક સભાસદો મહાત્માઓની હસ્તીમાં તથા પુનર્જન્મના સીદ્ધાંતમાં માનતાં નથી તથા ગોસ્ત તથા દારૂનો પણ ઉપયોગ કરે છે તે છતાં તેઓ સભાસદો તરીકે ગણાતા બંધ પડયા નથી. એ છતાં આ તો ચોક્કસ છે કે આ મંડળીના ઘણાક આગેવાન તથા સાધારણ મેમબરોએ ઉપલી બાબદો વીશેનું થીયોસોફીનું શીક્ષણ વાંચી તેઓની ખાત્રી થવાથી તેઓ માહાત્માઓની હસ્તીમાં તથા પુનર્જન્મના સીદ્ધાંતમાં માને છે તથા પોતાનો મિનોઇ વધારો જલદી થાય તેથી તથા જીવ દયાની લાગણીથી તથા બીજા કારણોસર તેઓએ માંસનો ખોરાક છોડી દીધો છે.

## ૧૦. ઇસવી સન ૧૯૦૦ થી ૧૯૨૫ સુધી હિન્દુસ્તાનના લોકોનો મિનોઇ વધારો વધતો જશે એવી મેડમ બ્લેવાટસ્કીની આગાહી.

આ અદના લખનાર આજ કેટલાંક વરસો અગાઉ થીયોસોફીકલ મંડળીના એક વારસીક મેલાવડા વખતે મદરાસ શહેરમાં અદયાર ખાતે જ્યાં આ મંડળીનું વડુ મથક છે ત્યાં ગયો હતો ત્યારે મરહુમ માનવંત મેડમ બ્લાવાટસ્કીના એક બુજર્ગ મિત્ર કાઉનટેશ વોકમીસતર સાથે મેલાપ થયો હતો તે વખતે તેવણે આ મંડળીના કેટલાક સભાસદો આગલ આ વીગત જણાવી હતી કે મેડમ બ્લાવાટસ્કીએ તેવણને એક વખત એવું કહયુ હતું કે ૧૯૦૦ થી ૧૯૨૫ સુધી પૂર્વના મુલકોમાં પણ ખસુસ કરી હિન્દુસ્તાનના લોકોમાં મિનોઇ જ્ઞાનનો વધારો થશે. આ બીના વીશે એટલુજ જણાવી

શકાય કે ઇસવી શન ૧૯૦૦ થી મિનોઇ જ્ઞાનનો ફેલાવો કરનાર દુનીયા !! આ સઉથી આગેવાન મંડળીના સભાસદોમાં ઘણો વધારો થયો છે. ૧૮૯૩ થી ૧૯૦૦ સુધીના સાત વરસો સામટાં લેતાં તથા તેની સાથે ૧૯૦૦ થી ૧૯૦૭ સુધીના વરસો સરખાવતાં જણાય છે કે એ છેલ્લાં સાત વરસોમાં પેહલાં સાત વરસો કરતાં આ મંડળીની શાખાઓની સંખ્યામાં તથા મેમ્બરોમાં ઘણો ગંજાવર વધારો થયો હતો એટલુજ નહી પણ બાહારના લોકોમાં પણ થીઓસોફીના શીક્ષણ તરફ વધુને વધુ ખેચાન આ છેલ્લા સાત વરસોમાં થતુ ગયુ છે. મુંબઇમાં આજ કેટલાક વરસો અગાઉ જ્યારે થીઓસોફીને લગતી બાબદોના લખાણો તરફ ગુજરાતી વર્તમાન પત્રના તથા માસીક ચોપાન્યાના અધીપતીઓને ભારે શુગ હતી અને તેવા લખાણોની દરકાર ન કરતાં તેને કચરાની તોપલીને સવાધીન કરતા હતા ત્યારે હાલ થોડાક વરસ થયાં થીઓસોફીની તરફેણમાં ફેરવાયલી વલાણ જોઇ તથા તેવા લખાણની લોકો તરફથી માંગણી થવાથી કેટલાક વર્તમાન પત્રના તથા માસીકોના દુરઅંદેશ અધીપતીઓ થીઓસોફીના લખાણો ખુશીથી લે છે એટલુંજ નહી પણ તેની સામી માગણી કરે છે. પારસીઓમાં બોહલો ફેલાવો પામેલું પત્ર **જામે જમશેદ** તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૦૭ ના પત્રની લીડીગ કોલમમાં "દેશાવરના જરથોસ્તીઓ વચ્ચે પારસી મીશનરીઓ" એવા મથાલા હેઠલ થીઓસોફીકલ સોસાયટી તથા તેના કેટલાક સભાસદોના કામો વીશે કેટલુક વીવેચન કરે છે તેમાથી નીચલો ટુંક ઉતારો કીધો છે.

"પણ આટલુ તો ચોકસ છે કે દુનીયાના જુદા જુદા ધર્મના અભ્યાસ આગળ વધારવાના બાબમાં એ થીઓસોફીસ્ટોએ અત્યાર સુધીમાં ઠીક કામ બજાવ્યુ છે. પારસીઓના બાબમાં તો ખસુસ કરીને મી૦ જહાંગીર વીમાદલાલ, સોલીસીટર, થીઓસોફીકલ સોસાયટીમાં દાખલ થવા પછી જરથોસ્તી ધર્મના સંબંધમાં જે વાયજો થવા માંડી છે અને જે સાંભળવા માટે પારસી સ્ત્રી પુરૂષોની હંમેશ મોટી તુટાતુટ પડે છે તે મી૦ વીમાદલાલ અને તેવણના મળતા વીશેકો તરફથી બજાવવામાં આવતાં સારાં કામનો આપણને અચ્છો ખ્યાલ આપે છે. . . . . . કોઇપણ રીતે આટલુતો ચોકશ છે કે મી૦ વીમાદલાલ અને મિત્રોની વાકચાતુરીએ જરથોસ્તી ધર્મ તરફની પારસીઓની લાગણી છેલ્લાં થોડાં વર્ષમાં ઘણી વધારી દીધી છે. એ કામમાં મીસ મોટીબાઇ બાટલીવાલા અને મીસ ઉમરીગર જેવી બે જવાન પારસી બાનુ વકતાઓ તરફથા હાલ તેવણને મદદ મલવા લાગી છે, જે એક બીજી ખુશી થવા જોગ બીના છે. પારસીઓમાં ધાર્મીક જ્ઞાનનો ફેલાવો કરવા

માટે મી૦ વીમાદલાલ, મીસ બાટલીવાળા તથા મળતા વાશેકો વર્ષમાં એકાદ બે વખત પારસી વસ્તીવાળાં જુદા જુદાં શેહેરોમાં વગર હાંસલે વાયજો કરવા જાય છે તે માટે તેઓને બેશક ધન્યવાદ ઘટે છે."

દુનીયામાં નવી નવી શોધો થતી જાય છે અને થીયોસોફીના શીક્ષણમાં વરસો અગાઉ જણાવેલી હકીકતો જે આગળ હશી કાહાડવામાં આવતી હતી તે હાલના વીદ્વાનો નવી શોધ તરીકે જણાવે છે. વીદ્વાનોમાંના કેટલાકો હાલ ખોદા તથા ઇજદ અમશાસ્પંદો જેવી મિનોઇ હોશદાર તથા અનદીઠ શક્તિઓની હયાતી સ્વીકારે છે તથા બંદગીની અસરમાં તથા કાયદામાં માને છે.

ઇંગલંડનો હાલનો નામીચો વીદ્વાન સર ઓલીવર લોડજ બંદગીની અસરમા માને છે. બંદગી તથા ધ્યાન જુદી જુદી કેવી પ્રકૃતીના માણસોને રૂચે છે તે વીશે આ મંડળીનાં નવા બાનુ પ્રમુખ મીસીસ બીઝેનત The Work of Theosophy in the World વાળાં ભાષણમાં નીચે પ્રમાણે જણાવે છે.

"Prayer is a mightier force in the world than modern thinkers are inclined to admit, although the ever increasing recognition of the energy of the thought by Psychology lends a new support to the old religious doctrine of prayer. But to that method we add another. Prayer is the method for the devotional temperament; but for the more purely intellectual nature, for the man who demands to know and not only to feel, there is another road, the road of intense concentration of the mind, of deep, profound and strenuous meditation, which by intensifying the force of consciousness, enable it to transcend the garment of the senses and to know itself to exist in higher worlds than this. Those who do not care to pray may think themselves into the higher consciousness. The goal is the same, whether by prayer or concentration, the road differing according to the temperament of the one who seeks to tread it.

But along these roads you will see we have no conflict with any religion; for all religions use prayer, and the more philosophic use concentration and meditation as well.

ઈંગ્લાંડમાં પ્રગટ થતી નવલ કથા તથા વારતાઓમાં પણ કર્મ, પુનર્જન્મ, મરણ પછીની હાલત, તથા જુદા જુદા ભુવનો, અનદીઠ અરધી હોશદાર તથા પુર હોશદાર અનદીઠ શક્તિઓ વગેરેની થીયોસોફીને લગતી બાબદો આવે છે. અને આ અદના લખનારને એવુ લાગે છે કે ઉપલી મુદત પુરી થયાને બીજા ૧૮ વરસો છે તેટલાં થીયોસોફીકલ મંડલીના અલૌકીક બુધ્ધીના આગેવાન બાનુ થીયોસોફીસ્ટ તથા નવા બાનુ પ્રમુખ મીસીસ એની બીઝેન્ટ તથા ગુપ્તજ્ઞાનમાં આગળ વધેલા સભાસદો તરફથી ઘણુંક નવુ ગુપ્ત જ્ઞાન જે અગાઉ માહાત્માઓના આશ્રમમાં ફકત ચેલાઓને મલતુ હતુ તે બાહાર પડશે.

## ૧૨.—એ મંડળીમાં કેવા પુરૂશો જોડાય છે?

આ મંડળીમાં હાલ ઘણું કરીને એવા પુરૂષો જોડાય છે કે જેઓ ખુદાઇ જ્ઞાન સારૂ તલપ કરનારા હોય છે. તેઓ હાલના ધર્મો, જેઓનો પાયો વીદ્યાપર રચાયલો છે, પણ જેના ધર્મ ગુરૂઓ તે તેવી રીતે સમજાવી શકતા નથી, તેથી સંતોષ પામતા નથી. બીજા હાથપર તેઓ ખાકી વીદ્યા જે ખોદાની હસ્તી વીષે ઇનકાર કરે છે અથવા કાંઇ જાણતી નથી તેથી પણ સંતોષ પામતા નથી, અને છેવટે તેઓનાં સારાં નસીબે જ્યારે થીયોસોફીનાં શીક્ષણનો તેઓ અભ્યાસ કરે છે ત્યારે તેઓ તેથી સંતોષ પામી આ મંડળી કે જે એવાં ઉમદા જ્ઞાનનો ફેલાવો કરે છે, તેમાં જોડાય છે, અને ત્યાર પછી મોડે વહેલે તેઓ જો વધારે ઉંડુ જ્ઞાન મેળવવાને ચહાતા હોય તો કેટલીક સરતો સ્વીકારી આ મંડળીની પાછળ Eastern School of Theosophy નામનો ખાનગી વર્ગ છે તેમાં આવે છે કે જેનું શીક્ષણ જાહેરમાં આપવામાં આવેલાં શીક્ષણ કરતાં વધારે અમુલ્ય, ઉંડુ અને સ્પષ્ટ છે.

આ મંડળીની પેહલી નેમ જે સઘળા માણસ જાતમાં ન્યાત-જાત રંગરૂપ વગર ભ્રાતૃભાવ વધારવાની છે તેથી માણસોમાં ભાઇબંધીનો ગાંઠ દીવસે દીવસે મજબુત થતો જાય છે, અને તેથી માણસોમાં અરસપરસ મોહોબત અને એખલાસ વધતો જઇ ધર્મની લડાઇ અને ઝગડા નાબુદ થતા જાય છે.

આ મંડળીની બીજી નેમ જુદા જુદા ધર્મ, ફીલસુફી તથા વીદ્યાના અભ્યાસને લગતી છે, તેપર અમલ કરવાથી દરેક ધર્મમાં રહેલી ખુબીઓ

જોવામાં આવે છે, જેથી માણસ જાતમાં ધર્મ સંબંધી છીદ્ર અને એકેક સામેનો અભાવ દુર થઇ તેઓમાં અરસપરસનો પ્યાર ખીલી નીકળે છે.

આ મંડળીની ત્રીજી નેમ માણસ જાતમાં તથા ખુદરતમાં સમાયલી ગુપ્ત શક્તિનો અભ્યાસ તથા શોધખોલ કરવાની છે. એ છેલ્લી નેમપર આ મંડળીના ઘણા થોડા સભાસદોએ ધ્યાન આપ્યુ છે પણ જે થોડાઓએ ચોક્કસ લાયકાત મેલવવા સાથે આ નેમ પાર પાડવાને વરસોની ખંતીલી કોશેશ કીધી છે તેઓમાના કેટલાકો થોડે યા ઘણે દરજજે તેમાં ફાવ્યા છે અને થીયેસોફીના શીક્ષણમાં જણાવવામાં આવતી મરણ પછીની દોજખ અને બેહસ્તની હાલતનો અનુભવ જીવતા જીવત તેઓએ મેલવ્યો છે તથા પોતાના આગલા કેટલાક જન્મોનું જ્ઞાન પણ તેઓને થયું છે તથા ખલે બદન કરી પૃથ્વિના જુદા જુદા ભુવનોપર સુક્ષમ, માનસીક અને માયાવી શરીરો ધારણ કરી ત્યાંનો અનુભવ તેઓએ મેલવ્યો છે.

જો થીયેસોફી તરફથી એવુ કેહવામાં આવે કે જેવી રીતે અગાઉના જમાનાંમાં હીંદુ, જરથોસ્તી, બુધીસ્ટ, ખ્રીસ્તી અને મુસલમાન ધર્મના શીક્ષકો પોતાના જ્ઞાન, પરહેજગારી તથા અશોઇના બલથી ખલે બદન કરી જીવતા જીવત ઉપલાં અનદીઠ શરીરોમાં, અનદીઠ દુનિયામાં મુસાફરી કરી શકતા હતા, તેવીજ રીતે ચાલુ વીશમી સદીનાં માણસો પણ તેવીજ લાયકાત ધરાવવાથી તે દુનિયામાં મુસાફરી કરી શકે તો તે કદાચ અજાએબ જેવું લાગશે તે છતાં એક જમાનામાં માણસ જાણી શકે તે બીજા જમાનામાં પણ જાણી શકે. માણસ પોતામાં રહેલી ગુપ્ત શક્તિઓ ખીલવવાથી ખુદરતના ભેદો જાણી ખોદાને ઓલખી શકે, તથા ખોદાશનાશીની વીદ્યા આગલા જમાનામાં હતી તથા હાલ પણ મોજુદ છે એવું બાગે બુલંદ જાહેર કરવું એ થીયેસોફીનું પહેલું મહાન કામ છે.

આ મંડળીમાં જોડાનારા સખસો સઘલા સાધુ યા ફરેસ્તા જેવા હોવા જોઇએ અથવા તેમાં જોડાવાથી તેઓ સાધુ જેવા ભલા થઇ જાય છે એવી બહારના લોકો ભુલ કરી તેઓ તરફથી ફરેસ્તાઇ વરતણુકની આશા રાખે છે તથાં તેઓએ કંઇપણ ભુલ યા ખોટું કામ કરવું ન જોઇએ એવું ખોટી રીતે માને છે.

આ મંડળી કે જેના ખરા સ્થાપકો એ મહાતમાઓ છે અને જેઓ વીશે કહી શકાય કે તેઓ ફરેસ્તાઇ ખશલતના માણસો છે તેઓ શીવાય તેના બહારના સ્થાપકો તથા બીજા મેમ્બરો ફરેસ્તા યા ફરેસ્તાઇ ખસલતના

માણસો નથી. આ મંડળી ફરેસ્તાઓને વાસ્તે નથી પણ સાધારણ તથા પાપી માણસોને પોતાની ચાલચલણ સુધારી તે નમુનેદાર કરવા સારૂ છે. સાધારણ માણસો માફક થીઓસોફીકલ મંડળીના ઘણાક સભાસદો પણ પોતાના તથા કુટુંબના ગુજરાન સારૂ ધંધા રોજગારમાં ચાલુ મંડેલા રહે છે પણ જ્યારે બીજા લોકો પોતાનો ફરસુદનો વખત તકલીદી મોજ મજાહમાં ગુમાવાને ખુશી હોય છે, ત્યારે આ મંડળીના મેમ્બરોનો મોટો ભાગ તે વખત થીયોસોફીના શીક્ષણનો અભ્યાસ કરવામાં, પોતાની મન યા આત્મિક શક્તિઓને ખીલવવાના કામમાં, યા બીજા ભલા કામમાં રોકે છે. સાધારણ લોકો તથા થીયોસોફીકલ મંડળીના સભાસદોના મોટા ભાગ વચ્ચે એ તફાવત છે કે જ્યારે પહેલો વર્ગ જીંદગી તથા ધર્મને લગતા ગુચવાડા ભરેલા સવાલો નો ભેદ જાણવાની કાળજી યા ખાહેશ રાખતા નથી, ત્યારે પાછલો વર્ગ એ વીશે તથા ધર્મ, વીદ્યા તથા ફીલસુફીમાં ખરૂ શું છે ને ખોટું શું છે તે જાણવાની ખાહેશ રાખી તેપર અમલ કરવાની થોડે યા ઘણે દરજ્જે ચાલુ કોશેશ તથા મહેનત કરે છે.

## ૧૨.—એ મંડળીની મુંબઇની શાખાની અગાઉની તથા હાલની હાલત.

આ અદના લખનાર જ્યારે આ મંડળીમાં નજદીક ૧૯ વર્ષ અગાઉ જોડાયો ત્યારે આ મંડળીની મુંબઈની શાખાની હાલત ઘણી જુજ્ફતી હતી. ટેમેરીન્ડ લેનના એક ખુણામાં એક અંધારા ઓરડામાં આ મંડળીની જાહેર સભા મહીનામાં એક યા બે વખત ભરવામાં આવતી હતી, જેમાં ગણત્રી-ના ૮-૧૦ મેમ્બરો આવતા હતા. ત્યાર પછી થોડાં વર્ષે કેટલાક ખંતીલા થીયોસોફીસ્ટોની મદદથી એ મંડળીની જગ્યા બદલી તેને ચર્ચગેટ સ્ત્રીટમાં લઇ જવામાં આવી હતી, જ્યાં થોડાં વર્ષ રહ્યા પછી એક તવંગર બાનુ થીયોસોફીસ્ટ મીસ મુલરની મદદથી હોર્નબી રોડના એક કુશાદે અને હવાવાળાં મકાનમાં આ મંડળી લાવવામાં આવી, જ્યાં અઠવાડીઆંમાં ગુજરાતી અને અંગ્રેજી મલી બે વખત જાહેર ભાષણો જુદા જુદા મેમ્બરો તરફથી આપવામાં આવતાં હતાં. ત્યાર પછી કેટલાક ભાઇઓની સુચનાથી થીયોસોફીના અભ્યાસ માટે આ મંડળીના સભાસદો તથા બાહારનાઓ સારૂ દર સાંજે જુદા જુદા વર્ગો ઉઘાડવામાં આવ્યા છે, જે વર્ગો આપણી ટાપુના જાણીતા સોલીસીટર અને પ્રસીદ્ધ વકતા અને અત્રેની શાખાના એક ઉપપ્રમુખ મીο જેહાંગીર જમશેદજી વીમાદલાલ, એમ.એ., એલ.

એલ.બી. તથા મી૦ જાલભાઇ રૂસતમજી આરીયા, તથા બીજાએ ઘણી ફતેહમંદીથી ચલાવે છે, કે જેમાં ઘણી વાર એકી વખતે ૫૦ યા તેથી વધારે ગ્રહસ્થો હાજર રહે છે. એ સીવાય બીજા મેમ્બરો તરફથી પણ થીયો- સોફીનાં શીક્ષણ તથા જરથોસ્તી ધર્મ પુસ્તકના અભ્યાસના સવારનાં વર્ગો ચલાવામાં આવે છે. સાત વર્ષ થયાં ચોક્કસ કાયદા કાનુનો સાથનો બાનુ- ઓનો એક વર્ગ મેનેજીંગ કમીટીની પરવાનગીથી એ મેમ્બરોની આગેવાની તલે ઉંઘાડવામાં આવ્યો છે, જેમાં પેહલાં ૭ બાનુઓ જોડાયા પછી હાલ ઘણાંક બાનુઓ ત્યાં હાજરી આપે છે. એ શીવાય આ મંડળીની બાહેર થીયોસોફીના શીક્ષણ સારૂ બાનુઓના ખાનગી વર્ગો મેમ્બરો તરફથી ચલાવામાં આવે છે.

૧૯૦૪ ના એપ્રીલ મહીનામાં આ મંડળીનું મકાન બદલી તેને હોર્નબી રોમાં સર દીનશા માણેકજી પીટીટની ઓફીસની ઉપર ત્રીજે માળે કુશાદે હૉલમાં લઇ જવામાં આવ્યું છે, જ્યાં હાલ જાહેર ભાષણો આપવા- માં આવે છે અને સઘલા વર્ગો પણ ચલાવામાં આવે છે.

મુંબઈની બલેવાટસ્કી લોજ થીયોસોફીકલ સોસાયટીમાં ૨૦૪ સભા- સદો છે, તેમાં ૨૦ બાનુઓ છે. એ શીવાય મુંબઇમાં બીજા ૪૮ સભાસદો છે જેઓ આ મંડળીની મુંબઇની શાખાને જોડાયલા નથી. આ સીવાય મુંબઇમાં થીયોસોફીકલ સોસાયટીની એક બીજી શાખા આસરે ૭ વર્ષપર "ધર્માલય"નાં નામથી ઉંઘાડવામાં આવી છે. જેમાં હાલ ૧૪૨ મેમ્બરો છે. ૧૮ વર્ષ અગાઉની આ મંડળીની અત્રેની પેહલી શાખાની સુસ્ત હાલત અને હાલની તેની ચપલ હાલત જોઇ કોઇ પણ થીયોસોફીસ્ટને ખુશી ઉપજ્યા વગર રેહશે નહી. આ શાખામાં મેમ્બરો- નો વધારો પણ સારો થયો છે. ૧૯૦૩ ના માર્ચ મહીનામાં જ્યારે મીસીસ બેઝન્ટ અત્રે આવ્યાં હતાં, ત્યારે આ મંડળીમાં એકી વખતે ૩૬ મેમ્બરોને તેવણે દાખલ કીધા હતા અને ત્યાર પછી અવારનવાર બીજા મેમ્બરો દાખલ થયા છે. પંડીત ભવાનીશંકર કે જેવણે ૧૯૦૪ ના એપ્રેલ મહી- નામાં ચાલુ સાત દીવસો સુધી "ભગવત ગીતા"પર લોકોની ઠઠ આગલ આ મંડળીમાં ભાષણો આપ્યાં હતાં, તેવણે તા૦ ૨૩ મી એપ્રીલે દશ નવા મેમ્બરો દાખલ કીધા હતા. ૧૯૦૧ ના નવેમ્બર મહીનામાં મીસીસ બીઝેન્ટ અત્રેની થીયોસોફીકલ સોસાયટી તરફથી ભાષણો કરવા મુંબઇ પધારયાં હર્તાં તે વખતે તેવણે બીજા ઘણાક ગ્રહસ્થો તથા બાનુઓને આ મંડળીમાં સભાસદ તરીકે દાખલ કીધા હતાં. જે મંડળીએ આટલાં થોડાં

વર્ષોમાં આટલું બધું કીધું છે તેને હજી મોટી મદદની જરૂર છે કે જેથી તે હાલના કરતાં વધારે પ્રમાણમાં દુનિયાનું ભલું કરી શકે. સઘલા પરોપકારી, નીતિવાન, ચંચળ અને મિનોઇ જ્ઞાન મેલવવાની આતુર ઇચ્છા રાખનાર બાનુઓ તથા ગ્રહસ્થોને અને ખસુસ કરી મારા પારસી ભાઇઓ તથા બેહનોને થીયોસોફીના સાહીત્યનો બરાબર અભ્યાસ કરી ખાત્રી કરી તેઓને વાજબી લાગે તો એ મંડળીમાં જોડાવાની માનપુર્વક અરજ કરૂં છું, કે જેથી તેઓ પોતાનો મિનોઇ વધારો કરશે એટલુજ નહી પણ દુનિયાંનાં એક આગેવાન મંડળને ટેકો આપી તેના વધારામાં મદદ કરશે. (એ વીષે વાંચો Why one should join the Theosophical Society? by Mr. B. Keightly, M. A. Barrister-at-Law, અને Why you should be a Theosophist? by Mrs. Besant.)

## થીયોસોફીકલ મંડળીમાં જોડાયલાં કેટલાંક પારસી બાનુઓ તથા ગ્રહસ્થોનો થીયોસોફીના શીક્ષણ વીશે અભીપ્રાય.

થીયોસોફીકલ મંડળીના કેટલાક સભાસદોને આ અદના લખનારે ગયા જુલાઇ મહીનામાં કાગલ લખી તેઓ આ મંડળીમાં કયારે અને કેવી રીતે જોડાયા તથા થીયોસોફીના શીક્ષણથી જીંદગી તથા ધર્મને લગતા ગુચવણ ભરેલા સવાલોના મનપતીજ ખુલાસાઓ મલ્યા કે નહી તથા એ શીક્ષણથી તેઓની ચાલચલણપર શું અસર થઇ એ સંબંધી ત્રણ સવાલો પુછ્યા હતા તેના જવાબમાં તેઓએ નીચે પ્રમાણે પોતાના અભીપ્રાય મારાપર લખી મોકલ્યા છે તે તેઓની રજાથી તેઓનાજ બોલોમાં અત્રે રજુ કીધા છે.

### મીસ જરબાનુ ફરદુનજી ઉમરીગરનો અભીપ્રાય.

"મને થિયોસોફીકલ સોસાયટીમાં જોડાવાને માત્ર નવજ મહીના થયલા હોવાથી મારો અનુભવ ઘણોજ ટુંક વખતનો છે પણ જો તે તમુને કોઇબી રીતે ઉપયોગી થઇ પડતો હોય તો તે હું ઘણીજ ખુશીથી તે આપીશ.

"હું આ સોસાઇટીમાં જોડાઇ તેની ઘણો વખત અગાઉ એ બાબદના સાહીત્યો વાંચતી હતી તો જો કે ઘણીક વખતે તેમાની કેટલીક બાબદો મને નહી સમજાય એવી અને ગુચવાડા ભરેલી લાગતી હતી. એ નહી સમજાતી બાબદો માટે મને બે ચાર વખત ચોક્કસ ગ્રહસ્થો આગળ જઇ

ખુલાસો પુછવાને કહેવામાં આવ્યું હતું પણ તે વખતે તે બીના ઉપર મે મુદલ લક્ષ આપ્યું નહીં. ખરૂં કહું તો એ સાહિત્ય વાંચવાનો શોખ મારામાં ઉત્પન્ન કરવા માટે એક ગાંધીને ત્યાંથી પડીકુ બંધાઇને આવેલા એક પુરાના ચોપાન્યાને આભારી છું, કે જેમાં મેડમ બ્લેવાટસ્કીનુ ટુંક જન્મ ચરિત્ર આપવામાં આવ્યું હતું. નાની ઉમરમાં સુખ અને દુઃખના અનેક તબક્કાઓમાંથી પસાર થયલી હોવાથી આ ખુદરતી થતા ફેરફારોનું કારણ શું હશે તે જાણવા હું ઘણીજ ખંતથી કોશેશ કરતી હતી અને ઘણીક વખતે લોકોને જ્યારે ખુદાના ઘેરના ઉંધા ઇનસાફ વીષે બોલતા અને તે મહાન શક્તિમાન સાહેબને બદનામ કરતાં સાંભળતી, ત્યારે વીચારમાં પડતી હતી. પણ થિયોસોફીક સાહીત્યના જ્ઞાનની રોશણી વડે જાણતાં અને સમજતા શીખી છુ કે તે મોટા સાહેબ દયાળુ અને ઇનસાફી છે, પણ આપણે જે કાંઇ ખમીયે છે તે આગલા જન્મોમા કીધેલા આપણાજ પાપની શીક્ષા માત્ર છે. એ શીક્ષણેજ મને કેટલાક ખુદરતના તેમજ મારા ધર્મને લગતા બારીક અને ભેદ ભરેલા કાયદાઓ સમજતા શીખવી છે, અને વળી જુસ્સાઓને કાબુમાં રાખી આપણી લાગણીઓને વશ કરી આગળ કેમ વધવું તે ખુલ્લુ કીધું છે. થિયોસોફીના શીક્ષણે મને વધારે શાંત અને શહનશીલ કરી છે અને આવતા અનેક નાના મોટા ફેરફારો ધીરજથી વગર બડબડવે ખમવાને સીખવી છે. વળી એજ શીક્ષણની મદદથી હું મારા ધર્મ અને ખુદા તરફ પ્યાર ધરાવતી થઇ છું અને હાલમાં બધા તરફ પ્યાર અને વડાઓ તરફ માન જે હું ધરાઉ છું તે એ શીક્ષણનાજ પ્રતાપ હું માનુ છું.

"આપણા રાહબર પયગમ્બર અશો જરથોસ્તે હુમત, હુખ્ત અને હુવેસ્તના ફરમાનને એટલી અગત્યતા કાંય આપી છે તે એ શીક્ષણ ઘણા બહોળા રૂપમાં ખુલ્લું સમજાવે છે અને આએ સઘળું જાણ્યા પછી આપણે ખુદરતી રીતે સમજતા શીખ્યેછ કે આપણને આપણી જીંદગી કાંઈ વગર અર્થની ઠાલી મજાહે પાછળ ગુમાવવાને આપવામાં આવી નથી, પણ ઉદ્યોગી, પરમાર્થી અને ઉપ્યોગીપણાથી ફળની આશા વગર ગુજારવાને આપણે બંધાયલા છઇએ. એ શીક્ષણની ખરી મોજનો ઝાંખો ખ્યાલ આપવો મુશ્કેલ છે. ખરેખર એમાં સમાયલી મોજ તો જેઓ અનુભવે છે તેઓજ જાણે છે.

"ખુદા કરેને એ જ્ઞાનનો બહોળો ફેલાવો થાય જેથી ઘણાક રસ્તો ભુલેલા અંધારામાં ગોતા ખાતા માનવીઓ એ આત્મિક જ્ઞાનની રોશણી વડે પોતાના માર્ગ અને નેમ જોઇ શકે."

# જાણીતાં બાનુ વકતા મીસ મોટીબાઇ એદલજી બાટલીવાળાનો અભીપ્રાય.

"થીયોસોફીકલ મંડળીના એક સભાસદ તરીકે જોડાવાને મને લગભગ બે વર્ષ થવા આવ્યાં છે કે જેનો છ માસ અગાઉ થીયોસોફીના વાંચણો વાંચવાના મેં શરૂ કર્યાં હતાં. આ ઉમદા વાંચણોનો શોખ આજ મંડળીના એક જુના સભાસદ કે જેવણ પોતાનો કીમતી વખત કાંઇ પણ હાંસલ વિના પોતાના જાત ભાઇઓમાં આ શીક્ષણ ફેલાવવા માટે રોકતા રહે છે તેવણની કાબેલ્યતને અને મેહેનતને આભારી હતો. થીયોસોફી એટલે શું અને તે શું શીખાડે છે એ વીશે હું અઢી વર્ષ અગાઉ તદનજ બીન માહેતગાર હતી અને જેમ ઘણાકો માને છે તેમજ હું પણ અજ્ઞાનપણામાં ગોટાં ખાઇ એમજ સમજતી હતી કે માત્ર ગોસ માછલીનો ખોરાક તજી દેવો એમાંજ થીયોસોફીનું સઘળુ તત્વ સમાઇ ગયુ હતું. પણ કોઇ સારે ચોઘડયે ઉપલા ગ્રહસ્થને આ શીક્ષણ મારાં બીજાં બેહનપણીઓ આગલ આપતાં મને સમજવાની તક મલી અને જયારે એક કલાક પછી તે પુરૂ થયું ત્યારે વધુ જાણવાની મારી જીજ્ઞાસા વધી પડવાથી મેં તેવણને આ જ્ઞાન વીશેના શરૂઆતના પુસ્તકો વાંચવા આપવાની માંગણી કીધી કે જે તેવણે મને પુરાં પાડવા સાથે તેમાંથી ઉપજતી મારી મુશ્કેલીઓ સમજણ આપી દુર કરતા ગયા. આ આતમીક ઉંડા જ્ઞાનની ખુબી ગાવાને મારા જેવીની એક અદના કલમ તદન નાલાયક છે પણ જે જ્ઞાને મારી જીંદગી ઉપર ચમત્કારીક અસર કરી તેને અશોઇની ઝલકતી રોશની તરફ ખેંચી, ખુદરતના કાયદાઓની બારીક સમજણ ખુલ્લી કરી ધર્મના અમુલ્ય અને અને ગુહ્ય શીક્ષણોને વધુ સેહેલાઇથી અને ખુલ્લી રીતે સમજાવી મને આભારી કીધી છે તેજ જ્ઞાન મારી જીંદગીની મોજ અને એક લાયક ઉપયોગી જીંદગી ગુજારવાનુ સાધંન થઇ પડયુ છે એમ કહેવામાં જરા પણ સહરાગત ભર્યું નથી. કર્મ અને પુનર્જન્મ એ બે દલીલો થીયોસોફીના મારા અભ્યાસ અગાઉની હું કબુલ રાખતી હતી કારણ આપણુને સંપૂર્ણ થઇ આપણા પીતામાં જઇ મલવાનુ છે એમ આપણો અમુલ્ય ધર્મ જે શીખાડે છે તે મહાન છેડે પોંહચવા માટે એક જીંદગી કદીબી પુરતી નહી હોવા સાથે, જીંદગીના ગુચવાડાભર્યા સવાલો અને ખુદરતમાં જણાતા ફેર-ફારોનો ગુચવાડો આ દલીલો વગર કદીબી મટી શકે નહી. પણ કર્મનો કાયદો ખુલ્લી રીતે સમજવા માટે તેમજ અશોઇ ભરી જીંદગી કેમ અને

ક્યાં રહી ગુજારી શકાય, Evolution યાને પ્રગટીકરણનો કાયદો આપણને કેમ આગળ વધારે છે અને હુમત, હુખ્ત, અને હુવર્સ્તના પવીત્ર કલામોનુ scientific રીતે પૃથકરણ કરી તેની ફીલસુફીથી માહીતગાર થયાથી તેઓ કેટલાં ઓહળાં રૂપમાં ખુલ્લાં પડે છે અને તે સઘળું સમજતાં જવાથી આપણી જીંદગી કેટલી ઓહોળી ઉપયોગી અને ફક્ત વગર અર્થની મજાહો મેલવવા માટેની ઠાળી નહી પણ અમુલ્ય અને કીંમતી છે તેનો ઘણો સરસ ખ્યાલ થીયોસોફીના જ્ઞાનથી મલતો રહે છે. આ સાથે આપણા જુસ્સાઓ અને વિકારોને તજી મીનોઇ જીંદગી ગુજારવાની હોંશ થાય છે અને તેવી કોશેશો કરવા સાથેજ આત્મીક ખુશાલીનો કાંઇ ઝાંખો છાપબી આપણે અનુભવવાને શક્તિવાન થઇએ છીએ. આ અમૂલ્ય શીક્ષણની ખરી મોજ કદીબી કોઇના આપેલા ખ્યાલથી આવી શકે નહી પણ તે ખરી રીતે જાતે અનુભવ્યાથીજ મલી શકે છે. થીયોસોફીનું શીક્ષણ દરેક માનવીને પોતાના ધર્મ તરફ ચુસ્ત બનાવી પોતાના ધર્મને વધુ ઉંડાપણામાં ખોલતાં રહી તેના તરપ માન અને હેશાનની નજરથી જોવાને શીખવે છે એટલુજ નહી પણ દરેક ધર્મોમાંથી મલી આવતા તત્વોને વીદ્યા અને ફીલસુફીને આધારે શીખાડવામાં અને તે મુજબ દોરવવામાં આપણો મદદગાર થઇ પડે છે. ખુદા કરેને આ જ્ઞાનનો ફેલાવો કરવામાં દરેક સાચ્ચો થીયોસોફીસ્ટ બાહાર પડે અને પોતાના જાતભાઇઓ તેમજ સર્વ મનુષ્યની ભુખ અને તરસ આ આત્મીક જ્ઞાનના અમૃતી ઝરાથી તૃપ્ત કરવામાં પોતાનો અદના હીસ્સો આપતો રહે.”

## શેઠ ડોસાભાઇ હોરમસજી દસ્તુરનાનો અભીપ્રાય.

“રોજ બરોજ પ્રશ્ચાતાપ કરતા આ દુનિયાંમાં આવેલા એક મુસાફરને તે માયાળુ બાપ અહુરમજદ હરકોઇ બહાને તેના સમજ્યા તથા જાણ્યા વગર અનદીઠ મદદો મોકલે છે કે જેથી તે માનવીને ધીરજ અને રાહત મલે છે. એવીજ હાલતમાં આ આપણો મુસાફર હતો, તે અનદીઠ મેહેર નીચે પ્રમાણે મેલવવા નસીબવાંન થયો છે.

“એક વેલા ભાઇ જાંગીર જમશેદજી વીમાદલાલનું અંગ્રેજી ભાષણ થીઓસોફી અને જરથોસ્તી ધર્મ ઉપર હતું તે વેલા એ ભાઇને હું સમજવા ગયો. થીઓસોફીકલ સોસાયતીના હોલમાં પગ મુકતાંજ મેં ત્યાં એક ટેબલ પર કેટલાંક દર મહીને નીકલતાં ચોપાન્યાં જોયાં અને તે સાથે ભાઇ મોબેદજી જેઓને હું નાનપણુથી ઓલખતો હતો તેઓ મને

મલ્યા. તેઓએ મને કહ્યું કે અત્રે આવવાને કાંઇ ફી આપવી પડતી નથી આવો અને આ ટેબલપર મુકેલી ચોપડીઓ વાંચો. એ પછી કેટલોક વખત નીકળી ગયો, પછી થોડે થોડે દહાડે, હું સોસાઇતીમાં જવા લાગ્યો અને ત્યાર પછી ત્યાં દર સાંજના જે કલાસો ચાલે છે, તેમાં હાજરી આપવા માંડી અને ત્યાર પછી કેટલોક વખત થિઓસોફીનું જ્ઞાન મેલવવા પછી જરથોસ્તી ધર્મ શું કહે છે તે થિઓસોફીની નજરથી જોવા માડયો અને અંતકરણમાં ખાત્રી ઉત્પન્ન થતી ગઇ કે થીયોસોફીનું જ્ઞાન લીધાથી જીંદગીમાં ફાયદો થશે. ધર્મ અને ધર્મો આપણને સારાં કામો—સારાં વચનો—અને સારા વિચારો કરવા સુચવે છે. અને આકેબત તેનું શું પરીણામ આવશે તેજ કહે છે અને શીખવે છે. પણ થીયોસોફીનું જ્ઞાન લીધા પછી વીચારો કેમ ઉત્પન્ન થાય છે, કેમ બીજાને જઇ અથડે છે, અને કેવી રીતનો આકાર લે છે, અને પાછળથી સારા વીચારો અને ખરાબ વીચારો શું અસર ઉપજાવશે તે ઘણું વીસ્તારીને લંબાણથી થીયોસોફીને લગતી ચોપડીઓ વાંચ્યાથી કોઇબી અભ્યાસી જાણી શકે છે. આવી રીતે આશરે ત્રણેક વરસ પસાર થઇ ગયા અને છેક ૧૯૦૫ ના ફેબરવારી મહીનાની ૫ મી તારીખે હું એક મેમબર તરીકે દાખલ થયો. આ સોસાઇતીમાં આવવા પછી મને ઘણો ફાયદો માલમ પડયો છે. ખરેખર આપણો જરથોસ્તી ધર્મ સમજવામાં મને થિઓસોફીએ ઘણો ફાયદો કીધો છે, અને અંતઃકરણમાં "મીનોઇ જ્ઞાન"ને માટે દરેક પલે હાલ જીજ્ઞાસા વધતી જાય છે. પણ શરૂઆતમાં વિશુદ્ધી કરવી જોઇએ, અને ફીલસુફી સમજવી જોઇએ કે જેથી કરીને અશોઇ કેટલેક દરજ્જે આવ્યા સાથે મીનોઇ જ્ઞાન પણ સાથે સાથે આવે. આપણા ગાથામાં પણ આજ વિચારપર ભાર મુકવામાં આવ્યો છે કે અશોઇને લીધેજ અહુરમજદ ભેદ ભરેલા માથ્ર સમજાવશે. વાસ્તે થીયોસોફીકલ સોસાયટીમાં એક મેમ્બર થયા પછી પહેલું કામ અશોઇનો માર્ગ એખ્તીયાર કરવાનું છે. મારા થીયોસોફીકલ સોસાયટીમાં દાખલ થવાથી મને ઘણોજ ફાયદો તન અને મનનો થયો છે. અને હાલમાં એટલો બધો સધીયારો અને સંતોષ ઉપજે છે કે ભલે આપણ આ માર્ગે આવ્યા કે કાંઇબી જ્ઞાન મેલવીએ છીએ. અને સુધારવાની તજવીજ કરવાને ઉલટ મળે છે. આનુ બધુ માન થીયોસોફીકલ સોસાયટીના સ્થાપનારાઓને છે જેઓએ ભારી રંજ, મેહેનત અને પૈસાનો ભોગ આપી આ ખુદાઇ જ્ઞાનના ખજાનાને આપણી સનમુખ ખુલ્લો કર્યો છે. આફરીન હોજો તેઓને સુખ અને

શાંતી સાથ, તેઓ આગલ અને આગલ વધજો અને આપણા ઉપર હમેશા મીનોઇ જ્ઞાનનો ખોરાક તેઓ મીનોઇમાંથી મોકલતાં રહેજો. મારા થીયોસોફીકલ સોસાયટીમાં દાખલ થવાથી મેં ઘણા સલાહકાર બનાવ્યા છે કે જેઓ વારે ઘડીએ મને ઘણી નસીઅત અને સલાહ આપે છે. તેઓને પણ સુખ શાંતી હોજો અને મીનોઇ જ્ઞાન મલજો."

## મીસ મેહુરબાઇ અરદેશર દાદીશેઠનો અભીપ્રાય.

"હું થીયોસોફીકલ સોસાયટીમાં ૧૯૦૩ માં જોડાવાથી હાલ સવાચાર વર્ષ થયાં છે. પણ એ મંડળીમાં જોડાવાની આગમચથી આ સાહીત્ય બહુ હોંશથી વાંચતી હતી, કેમકે જે પણ મુસ્કેલ સવાલોના જવાબો જરથોસ્તી ટોળાના કમનસીબે તેઓના ધર્મશાસ્ત્રનો નાશ કરવામાં આવેલો હોવાથી અને ફકત થોડો ભાગજ વિખરાયલી હાલતમાં બચેલો હોવાથી તેમાંથી મેલવી શકી નહી તે આ સાહીત્યનાં અભ્યાસથી જાણી શકી છું. એમાં આપણી જીંદગીની નેમ અને ખરી ફરજો તથા જીંદગી ગુજારવાની રીતો એવી તો સરસ રીતે સમજાવવામાં આવી છે કે જેથી આપણ પવિત્ર, પરમાર્થી, દયાલુ અને નમ્ર થયા વિના રહીએ નહિ.

"પહેલો ગુચવણ ભર્યો સવાલ ખોદા એટલે શું? તે કેવો હોવો જોઇએ અને શા કારણસર તેને દુનિયા, કુલ પેદાયશ અને સુખ દુખ પેદા કર્યા છે? શું ખોદા જેવી કોઇ ચીજ છે અને હોય તો અત્યંત દુખ અને કંગાલ્યત પણાનુ કારણ શું? તથા માણસ પોતે કોણ છે? કયાંથી આવ્યું છે અને કયાં જનાર છે? વગેરે હતા.

"અહુરમજદ વિષેનો કાંઇક ખ્યાલ અહુરમજદ યસ્તમાં મળે છે, જ્યાં આપણે તે સાહેબની સ્તુતી ગાઇએ છીએ, આરાધ્યે છીએ, મદદ માગ્યે છીએ, તથા ત્યાં તેવણનાં ગુણો અને સીફ્તોનુ વર્ણન છે. ગાથામાં આપણે તે સાહેબને પહોચવા માગ્યે છીએ. પણ આ સઘળુ વાંચવાથી જે ખ્યાલ મગજમાં આવતો હતો તે આજ કે આ મહા જ્ઞાની સાહેબે પક્ષપાતી થઇ કોઇને શેહેનશાહ તો કોઇને ફકીર, કોઇને અક્કલમંદ તો કોઇને અજ્ઞાન, કોઇને તંદરૂસ્ત તો કોઇને બીમાર, કોઇને ખુબસુરત તો કોઇને બદસુરત, કોઇને જુલમ કરનાર તો કોઇને મુંગે મોઢે ખમનાર શા સારૂ પેદા કર્યા હશે? હવે થીયોસોફીને આધારે પરમેશ્વર તે એક એવી શક્તિ છે જે દરેક ચીજનુ મૂળ છે જેમાંથી દરેક ચીજ જાહેર થઇ છે અને ઘણા કાળો પછી

એક વખ્ત એવો આવશે કે જ્યારે દરેક ફરોહર પોતાનાં મૂળને પુર ભાન સહીત જ્ઞાન અને અનુભવ મેળવી જઇ મલશે. (ખુન્દેહસમાં એને મલતોજ ઇસારો છે કે દરેકમાં અહુરમઝદનુ કીરણ છે પછી તે એક નીર્જીવ અનુ યા બીજ તરીકે રહેલુ કે મહાન ફરેસ્તામાં પુર બહારમા ખીલી નિકળેલુ અને અહુરમઝદની બહુ નજદીક પુગી પોતાનુ સોપેલુ કામ સરંજામ ઉતારતુ હોય. થીયોસોફીમાં માણુસો કેવી રીતે ફાંફાં મારી અહુરમઝદની શોધ કરે છે તેનો ખ્યાલ મેળવ્યે છીએ, ને ત્યારેજ આપણી આસપાસનો અંધકારનો પરડો ખુલી ખોદાની ખુશાલી અને શાંતીનો કાંઇ ઝાંખો ખ્યાલ મગજને આવે છે ને તકલીદી ચીજોથી મન ઉઠાવી ઉતાવળે કદમે તે સાહેબનાં હમશરીક થવા સુચવે છે.

"જરથોસ્તી ધર્મમાં બેહેસ્ત અને દોજખ વિષે લખાણુ છે. પણ તેનો લંબાણ ખુલાસો થીઓસોફીમાં છે, તેમાં હમેશગીના બેહેસ્ત કે હમેશગીના દોજખનુ વર્ણન નથી પણ આ દુનિયામાં કરેલા પુણ્ય પાપનાં પ્રમાણ પ્રમાણે લાંબો કે ટુંકો વખ્ત દોજખ અને પછી બેહેસ્તમાં રહી ફરી ફરી જન્મ લઇ અનુભવ અને લાયકાત મેલવી આપણુ રૂવાન વૃદ્ધીમાં કેમ આગળ વધે છે તે સ્પષ્ટ સમઝાવ્યું છે. આથી માણુસના આ દુનિયાના જુદા જુદા તબકાઓનુ કારણ સમજ પડે છે અને દુઃખ તે દુઃખ નહી પણ આગલ વધવાનુ એક પગઠયુ એવો ખ્યાલ આવે છે.

"હવે પુનર્જન્મની બાબદપર આવતાં જરથોસ્તના સખુનો, દસાતીર, જામે કેખશરૂ વગેરે કેતાબોમાં આડકતરી રીતે લખાણ મલે છે. થીયોસોફીના સાહીત્યમાં ઘણીજ બારીક રીતે આ બાબદ સમજાવેલી છે. આમાં અહુરમજદમાંથી એક કીરણને છુટુ પડવા પછી જે જે હાલતોમાંથી તે કીરણ પસાર થઇ મનુષ્યને દરજજે પુગે છે ને ત્યાર પછી આગલ વધી યજદ, ફરેસ્તા, અમશાસ્પંદ વગેરે થઇ પાછુ અહુરમજદમાં એક થાય છે તે સમજાવેલુ હોવાથી મનુષ્યોની જુદી જુદી હાલતોનુ કારણ, તથા તેઓની હાલત વચેનો તફાવત સમજ પડે છે તથા દેખઇતી રીતે ગુચવણો અને ગેરઇનસાફ હોવા છતાં તેના ભીત્તરમાં મહાન દયાળુ કાયદો કેવી રીતે કાર્ય કરે છે તે સમજવાથી બહુ મુશકેલીઓ દુર થઇ છે અને દુનિયાને સાધારણ દુનિયાઇ માણુસની નજરથી નહી પણ બીજી કોઇ રીતે જોવા લાગી છું.

"હવે માજદયસ્ની જરથોસ્તી ધર્મ અને થીઓસોફી વચ્ચે સરખામણી શોધવાની રજા લઉં છું કારણ કે થીઓસોફીસ્ટ ઉપર એવું આળ મેલવામાં આવે છે કે તેઓ હિંદુ અને બુદ્ધ ધર્મપર ઢળી ગયલા છે. પણ નહી તેઓ તો સાચ્ચા જરથોસ્તીઓ છે, કેમકે પોતાના ધર્મના ગુહ્ય ફરમાનોનો અભ્યાસ કરી તેઓ ખરેખરા અર્કને વળગેલા છે. તેઓ તો દરેક ઠેકાણેથી સચ્ચાઇ શોધવાની કોશેશ કરે છે ને તેને માટે પોતાના ધર્મને બીજા ધર્મો સાથ સરખામણી કરી મલતાપણુ શોધી કાઢે છે. મલતાપણુ આ દીસે છે કે સર્વે ધર્મોમાં પરમેશ્વરને અનંત રોશણી તરીકે પીછાણ્યા છે, બન્નેમાં મનુષ્યનાં સાત તત્વોનું વર્ણન છે, બન્નેમાં અમસાસપંદો, ફરેસ્તાઓ, યજદો વગેરે ચઢ ઉતરતે દરજજેની શક્તિઓનુ જુદે જુદે નામે વર્ણન છે, બન્નેમાં બેહેસ્ત દોજખ અને જુદા જુદા ભૂવનોનું વર્ણન છે. આ બતાવે છે કે દરેક ધર્મનું મુળ એકજ છે, પણ તેઓમાં કેટલીક જુદી જુદી ખાસ રીતો હોવાનું કારણ તે જમાનાને અનુસરતુ શિક્ષણ આપવાનું છે. જો કે જરથોસ્તી ધર્મનું સાહીત્ય ગુમ થઇ ગયુ છે તે છતાં તેની બચેલી નકલો વિષે મરહુમ પુજય બાનુ બ્લેવેટસ્કી કહે છે કે 'કેટલીક જમીનમાં કોતરેલા ગુફાઓમાં આ સાહીત્યની નકલો જાલવી રાખવામાં આવી છે તથા એક ગુપ્ત જ્ઞાની અને જે કોઇ લાયક નર હોય તેને આજે પણ આ અમુલ્ય લખાણો વાંચવાની રજા મલે છે, એટલુંજ નહી પણ આકાશમાં પણ દરેક બની ગયલા બનાવોની નોંધો જલવાઇ રહેલી છે,' હવે સર્વ જરથોસ્તીઓની દુવા આ હોવી જોઇએ કે તેઓમાં એક મહાન અવતાર જન્મે જે આ બન્ને સાધનોથી આપણા ધર્મને તેના ખરા રૂપમાં જાહેર કરી જે માનવંત દરજ્જો તે અસલ ધરાવતો હતો તે હાલતે લાવી મુકે.

"થીઓસોફીના શિક્ષણની મનપર થયલી અસર આપણા ધર્મનું પહેલું ફરમાન નેક વિચારવુ એટલે શું? અને શા કારણસર આપણા રાહબર પેગમબરે વિચારને સૌથી પહેલી અગત્યતા આપી છે તેના જ્ઞાનમાં થઇ છે. જુસ્સાઓને કાબુમાં રાખી કોઇ પણ ભમતા વિચારને મગજમાં પેવસ ન કરવાની સંભાલ લઇ હમેશાંજ કોઇ ઉમદા બાબદનો વિચાર કરવો કેવું શ્રેષ્ટ છે તે ઘણી સુંદર રીતે આમાં શિખવેલું હોવાથી મન તથા લાગણી પર કાબુ કેમ રાખવો અને મરજીનુ છુટાપણું કેમ વાપડવુ તે શીખી છું. આના પરિણામમાં કુદરતી રીતેજ ઉત્તમ નિતીમાન અને ધર્મી જીંદગી ગુજારવાને સાધારણ મનુષ્યો કરતાં વધારે બંધાયલી જોઉ છું અને એમાં

ઘણી એવી બાબદો જાણી છે જેથી જરથોસ્તી ધર્મને તેના ખરેખરાં ગુહ્ય રૂપમાં સહેજ પીછાનવા શીખવાથી વધુ માનભરી અને હેનાશમંદ લાગણી એો સાથે પવિત્ર ચાજોને આરાધવાની ફરજ વિચારૂ છું અને દરેક વિચાર, વચન અને કામ અહુરમજદને અર્પણ કરવાના ખ્યાલથી કરવાથી ચાલુ જીંદગી સુધારવાની કોશેશ કરૂ છુંજી."

## થીયોસોફીના શીક્ષણોના અભ્યાસના વર્ગો ચલાવનાર તથા ભાશણ કરનાર શેઠ જાલભાઇ રૂસ્તમજી આરીયાનો અભીપ્રાય.

"બહુજ નાની વયે સંસારી આફ્તો તથા મુશીબતોમાંથી પસાર થયલો હોવાથી એ બધી મુશકેલીઓ તથા જંજાળોમાં શું ભેદભરમ હશે તે જાણવાની મારાં મનમાં બહુજ તલબ થતી હતી, પણ કમનસીબે તેનો મનમાનતો ખુલાસો જયાં સુધી મેં થીયોસોફીના સાહીત્યનો અભ્યાસ કર્યો નહી ત્યાં સુધી મને કોઇ પણ ઠેકાણેથી મળ્યો નહીં.

"સારાં નસીબે એકાદ રવીવારને દીવસે મુંબઇની થીયોસોફીકલ સોસાયટીના તે વખતના ચર્ચગેટ સ્ત્રીટના મકાનમાં કાંઇ scientific બાબદ ઉપર એકાદ લેકચર હતું તે સાંભળવા હું ગયો.

"ત્યાં ભાષણ વખતે વેહેચવામાં આવેલાં થોડાંક હેંડબીલો તથા ચોપાન્યાં ઉપરથી થીયોસોફીકલ સોસાયટીની હસ્તી વીશે, તથા તેની નેમો શું છે તે વીશે મને જાણવાની ટક મલી. ત્યારબાદ દર આતવારે ત્યાં અપાતાં ભાષણોમાં હું નીયમીત જવા લાગ્યો, તથા તે મધેની બીકટ બાબદો વીશે વાદવીવાદ તથા તકરાર કરતાં મને તેનો બારીકીથી અભ્યાસ કરવાની ખાહેશ થઇ. જે વખતે મેં એ સાહીત્ય વાંચવા માંડયુ તે વખતે તે બહુજ થોડું તથા અઘરૂ ને નહીં સમજણ પડે એવું હતું તોપણ ખુદરતી રીતે મને તેનો અભ્યાસ કરવા બહુજ ગમતું હતું તેથી તેની ઘણીજ બીકટ બાબદો ઉપર પણ હું બીજા ભાઇબંધો સાથે વાદવીવાદ કરવામાં એક જાતની મોજ લેતો હતો.

"આ રીતે શરૂઆતમાં બહુજ માથાદુખણ કરવી પડી હતી પણ તેનું પરીણામ પાછલથી બહુજ સંતોષકારક નીવડયું. જેમ જેમ હું એ સાહીત્યની ગુહ્ય બાબદો ઉપર મારો પોતાનો અપક્ષપાત વીચાર ચલાવવા લાગ્યો,

તથા બીજાઓતુ કહેલુ એકદમ નહીં માની લેતાં તેને મારી મનશક્તીથી તોલ કર્યા પછીજ કબુલ કરવા લાગ્યો તેમ તેમ મને વધુ ને વધુ રોશણી આપોઆપ મલતી ગઇ, અને મારી ઘણીક મુશકેલીઓ તથા ગુચવણો હું થોડા અભ્યાસ પછી મારી મેલે દુર કરવા શીખ્યો. આથી એ સાહીત્ય તરફ મારો શોખ એટલો તો વધ્યો કે એ બાબેનું જેગ્ગી કાંઇ નવું લખાણુ બાહાર પડે તે વાંચવા લાગ્યો, અને છેવટે એવાં એક સારાં મંડળમાં જોડાવાની મારી ફરજ સમજી જ્યારે તક મલી ત્યારે હું તેમાં જોડાયો કે જે મુદતને આજે લગભગ ૭) વર્ષ થઇ ગયાં છે.

"આ જગતની ઉત્પત્તીનું મૂળ કારણુ શું, તે કેમ ને કયાંથી હસ્તીમાં આવી, તથા આ જીંદગીની નેમ શું છે, તથા તે નેમ પાર પાડવા માટે ખુદરતમાં જે વૃદ્ધિનો માહાન કાયદો કાર્ય કરે છે તે કેમ ને કેવી રીતે ચાલે છે, તેમજ વળી વૃદ્ધિના કાયદાનો મદદગાર કાયદો જેને આપણે સાધારણુ રીતે "કરણીનો કાયદો" અથવા "કર્મ"નો કાયદો કહીએ છીએ તે કાયદો, તથા તેનો મદદનીશ કાયદો જે "પુનર્જન્મ"થી ઓળખવામાં આવે છે તે, તેમજ મરણુ પછીની હાલત, બેહેસ્ત તથા દોઝખના તબક્કાઓ, તથા આ જીંદગીની નેમ પાર પાડવા માટે શું શું સામગ્રીઓ કરવી જોઇએ, તથા તે કરવા માટે શું શું પગલાં ભરવાં જોઇએ તે વતરોગે બીજી ઘણીક બાબદોનુ વીગતવાર જ્ઞાન આજની વીદ્યા, ફીલસુફી તથા જુદા જુદા ધર્મોના સીદ્ધાંતોનાં ટેકા સહીત જેવું થીયોસોફીના સાહીત્યમાંથી મલે છે તેવું કોઇ પણ બીજાં સાહીત્યમાંથી આપણુને મલતું નથી.

"થીયોસોફીના સાહીત્યના અપક્ષપાત અભ્યાસ પછી હું કહેવાને હીમ્મત કરૂં છું કે થીયોસોફીના સાહીત્યના અભ્યાસથી એક જરથોસ્તી વધારે બેહેતર જરથોસ્તી થઇ શકે છે તથા તે પોતાના ધર્મ તરફ વધુ જાનફેશાની તથા ફીદાગીરી દેખાડતો જણાય છે, કારણુ કે "અષોઇ"ની જે માહાન ચાવી તેના પુજય ધર્મ ગુરૂ અશો જરથુસ્ત્ર તરફથી તેને મલી છે તેનું મહત્વ તથા મોતેબરી તે હવે વધારે સારી રીતે સમજતો થાય છે, અને તેને માલમ પડે છે કે અહુરમજદની ખુશાલી તે ત્યારેજ મેળવી શકે છે તથા તેનો પરમ આનંદ તે ત્યારેજ પામી શકે છે કે જ્યારે તે પોતાના ખાકી શરીરને પાક કરવા ઉપરાંત લાગણીઓ તથા મનને પણ સ્વચ્છ અને પવીત્ર કરે છે, તથા તે મારફતે પોતાના રવાનની શક્તિઓ ખીલવી પોતાના અંતઃકરણના બીત્તરમાં રહેલા અહુરમઝદના પુત્ર આતશને

વધુને વધુ પ્રકાશીત બનાવી પોતાના પીતા અહુરમઝદના જેવો સંપૂર્ણ તથા પવીત્ર બને છે.

"તેમજ વળી 'નેક મનશની નેક ગવશની તથા નેક કુનશની'ના મુસ્તકીમ પાયા ઉપરજ તે પોતાની મીનોઇ બુલંદીનું સુંદર મકાન ઉભુ કરી શકશે, ને તે વડેજ તે પોતાના પીતા અહુરમઝદના દર્શન કરવાને શક્તિવાન થશે તેની પણ તેને ખાતરી મલે છે.

"પોતાના જીગરમાં વાસો કરતા સઘળા દુર્ગુણો, હવસો, જુસ્સાઓ તથા બદીઓ ઉપર જ્યારે તે અશોઇના બળથી તથા નેક મનશની, નેક ગવશની નેક કુનશની પ્રમાણે જીંદગી ગુજાર્યાથી ફત્તેહ મેળવશે ત્યારેજ, બુન્દેહેશ પ્રમાણે, તેણે અંગ્રેમૈન્યુશને તાબે કરી તેની ઉપર ફત્તેહ મેળવી છે એમ તેને જણાશે, તથા પોતાની અશોઇના બળથી જે આત્મીક શક્તિઓ તે ખીલવતો જશે ત્યારેજ તેના પ્રતાપથી "ઉસ્તા અહ્માઇ યહ્માઇ ઉસ્તા કહ્માઇ ચીત"ના માહા વાક્યનો ખરો ભાવાર્થ તેને સમજ પડશે અને ત્યારે તે પોતાના સુખ તરફ નહીં જોતાં બીજાં બધાઓને સુખ આપવા માટેજ તે જીવે છે એવુ જાણી પોતાની જીંદગી તેજ રીતે ગુજારતો થશે, કારણ કે તે પોતાને બીજાથી જુદો નહીં જોતાં આ જગતમાં જાહેર થયલા સઘલા જીવો એકજ પીતાના બચ્ચાં છે એમ પોતાની ખીલેલી ચશ્મો વડે જોઇ જેમ હઝરત આજર કયવાને "નીસ્ત હસ્તી મગર યઝદાં" જેવો માહા વાક્ય ઓચર્યો હતો તેવો વાક્ય ઓચરવાને તે અધીકારી થશે.

"આ રીતે તપાસતાં થીયોસોફીના અભ્યાસથી તથા તેમાં વર્ણવેલા નીતી રીતીના માર્ગોએ જીંદગી ગુજાર્યાથી એક શખ્સ પોતે દરેક રીતે મનશક્તિમાં, નીતીમાં, તેમજ ધાર્મીક લાગણીઓમાં બહુજ ખીલી નીકળી ધીમે ધીમે અહુરમજદનો આનંદ ચાખવાને શક્તિવાન થશે.

"છેવટે હું મારા જાતી અનુભવ ઉપરથી કહેવાને હીમ્મત કરૂં છું કે થીયોસોફીના અભ્યાસે મને એક વધારે ચુસ્ત, વધારે વફાદાર, વધારે પ્રમાણીક, તથા વધારે ભલો અને ધાર્મીક લાગણીવાલો જરથોસ્તી બનાવ્યો છે એટલુંજ નહીં પણ ધર્મના ઘણાક ગુહ્ય સીદ્ધાંતો સમજવામાં મને બહુજ કીમતી મદદ કરી છે તેટલા માટે મારા સઘલા હમદીન જરથોસ્તી ભાઇઓ તથા બહેનોને મારી નમ્ર અરજ છે કે તાસુબી છોડી દઇ ખુલ્લાં દીલથી, અપક્ષપાતપણે જો થીયોસોફીના સાહીત્યનો અભ્યાસ કરવામાં

આવશે તો તેમાંથી દરેક જણુ પોતાની બુદ્ધિ પ્રમાણે કાંઇને કાંઇ આત્મીક ખોરાક મેલવ્યા વીના રહેશે નહીં.

"આપણા પવીત્ર ધર્મ પુસ્તકો મોટે ભાગે નાશ પામવાને લીધે આપણુ જરથોસ્તી ભાઇઓ તથા બેહેનોએ બીજાં સાહીત્યનો અભ્યાસ કરવાનુ બહુજ જરૂરતું છે એ કોઇ પણુ ના પાડીં શકશે નહીં, ને તેટલા માટે થીયોસોફીના સાહીત્યનો અભ્યાસ કરવાથી દરેક જણુ તેના અખંડ ભંડારમાંથી કાંઇને કાંઇ પોતાને લાયકનો મીનોઇ ખોરાક શોધી લેવાને શક્તિવાન થાય એવી આશાથીજ હ્યાં બે બોલ લખવાની આ કમતરીન લખનારે પોતાની ફરજ વીચારી જે વાજબી લાગ્યું છે તેજ માત્ર દર્શાવ્યું છે જેમાં જો કાંઇ પણુ ભુલભાલ હોય તો તે માત્ર આ લખનારનીજ છે એમ સમજી તે દરગુજર કરવી."

## બાઇ સુનાબાઇ સોરાબજી બાંદીકુઇવાલાનો અભીપ્રાય.

"૧. થીયોસોફીકલ મંડળીમાં જોડાયાને મને ૭) વર્ષ પુરાં થયાં છે, કારણુ મારા પાક જરથોસ્તી મહજબને તેના નિર્મળ બુલંદ આકારમાં સમજવાને કાંઇ ભીત્તરથી જીજ્ઞાસા થતી હતી. બચપણુથીજ ધર્મને લગતી ખરી સચ્ચાઇ-ઓ જાણુવાને હોંસ હોવાથી ધર્મ પુસ્તકોના તરજુમા વિગેરે કેતાબો તે વેળા વાંચી હતી. મોટી ઉમરે મરહુમ એરવદ કાંગાના તરજુમાઓ ઇજશને વંદીદાદ વિગેરેના, વાંચ્યા પણુ તેમાં જે ભેદી લખાણો હતાં તેના ખુલાસા કેટલાક દસ્તુરો તેમજ મોબેદોથી મેલવી શકી નહી. કોઇ તો એવી ભેદી બારીક બાબદોને હસી કાઢી વાત ઉડાવી નાખતા. પણુ બાતેનમા કોઇબી બુલંદ ખુલાસા હોવા જોઇએ એવુ હમારાં અંતઃકરણુમાં સમજાવા લાગું. એવી હાલતમાં મારી મરહુમ દીકરી મારા રાહબર ફરેસ્તા મીશાલ હતી, જેવનની બરકતથી તરેહવાર સંજોગો વચ્ચે હું થીયોસોફીકલ મંડળમાં દાખલ થઇ, અને પાક જરથોસ્તી મહજબને તેના ઘણાજ બુલંદ આકારમાં સમજતાં શીખી તે મુજબ જીંદગી ગુજારવાનો સંતોષ હાંસલ થયો છે.

"૨. જીંદગીને લગતા ઘણાક ગુચવાડાભર્યા સવાલોનો ખુદાશનાસીના શીક્ષણુથી સંતોષકારક ખુલાસો મને મલ્યો છે અને તેથીજ એ મુજબ જીંદગી ગુજારવાનુ નક્કી કીધુ છે. કે જેથી પાક જરથોસ્તી ફરમાનો જે હુમ્ત; હુખ્ત, અને હર્વેશત તે ચાલુ જીંદગીમાં અમલમાં મેલ્યાથી ઘણીક મુશકેલીઓ ટાળવાને શક્તિવાન થઇ શકયે છીએ, અને ઘણાક દુઃખોને સુખમાં ફેરવી શકયે છીએ.

"૩. થીઓસોફીના શીક્ષણથી મારી મનશક્તિ અને નિતી ઉપર એવી અસર થઇ છે કે જે ગુણો મારા ભિત્તરમાં હતા, તેમને લાયક રીતે ખીલવી જીંદગીને ખરી ઉપયોગી બનાવવાનુ સાધન મને એમાંથી જડયું છે અને તેથી પેહલાં કરતાં વધુ મજબુતીથી મનની દ્રઢતા રાખી ઉંચી નિતીની જીંદગીને અમલમાં મેલી શકુ છું. જો કે સાધારણ રીતે એ બાબદો સર્વે સમજ્યા છતાં, ચાલુ જીંદગીમાં અમલમાં મેલી શકિત ન હતી. પણ ખુદાસનાસીના શીક્ષણથી ગમે એવા બારીક સમયે હીમત રાખી સચાઇને વળગી રહેવાને ખાસ ભરૂસો રહે છે.

"જુસ્સા ઉપરનો કાબુ તે કેવો હોય અને કેમ પાળી શકાય તે ખુદાસનાસીના પાક શીક્ષણથી અને તેના ચાલુ અભ્યાસ પછીજ પહેલાં કરતાં વધુ બરાબર સમજી અમલમાં મેલી શકુ છું. જો કે પેહલાં સાધારણે એ બાબદ સમજતી હતી, પણ બારીક સમયે દુખીં જુસ્સાઓ:, અને તેજ ગુસ્સા ઉપર કાબુ ધરાવવો મુશકેલ થઇ પડતું, અને જીંદગી દુખી અને કંગાલ લાગતી. હવે તે દિવસો વહી ગયા છે, અને આ ખુબીવંતા ચાલુ અભ્યાસની અસરથી જુસ્સા અને ગુસ્સાના દેવને કાબુમા લાવવાને તાકાત આપે છે.

"ખુદાસનાસીના શીક્ષણથી વલી મારી ધાર્મિક લાગણીને સાંકડી હદમાં નહી રાખતાં બહોલી અને ઇનસાફી નજરે વાપરતાં શીખી છું, પણ તે આગમજની જીંદગીમાં મારા પાક જરથોસ્તી ધર્મ તરફ જોસદાર જાન- ફેસાની હોવાથી બીજા ધર્મના તરફ ઘણી ઉતરતી નજરે જોતી અને એ રીતે મને લાગે છે કે હું તે વેળા ગેરઇનસાફી થઇ હતી, પણ હવે તે આંધલો અણગમો દુર થઇ સર્વ ધર્મો દુન્યાનાં ભલાં કાજે જરૂરનાં સમજું છું. ખુદાસનાસીથી મારી ચાલુ જીંદગી ઉપર અને ચાલચલણુ ઉપર એવી ભલી અસર થયલી માનું છું કે, જેથી મને એક પાક જરથોસ્તીની ખરી જીંદગીનો સુખી અનુભવ થાય છે. પાક અવસ્તામાં વર્ણવેલી ખરી જરથોસ્તી જીંદગી હવે હું ગુજારી શકુ છું. ખાકી અને અમરગી વચ્ચેનો તફાવત હવે બરાબર પીછાણી એક પાક જરથોસ્તી તરીકે મારી ફરજો વધુ કાળજી- થી અમલમાં મેલવાની તાકીદ રાખુ છું.

"જાતીભોગ તે શું અને તે ડહાપણથી કેમ અમલમાં મેલાય તેની સમજ પડે છે. બીજાંઓને સુખી કરવામાં પોતાને સુખી સમજતાં ખરા

૫

આનંદનો ખુશ ભાવ ઉપજે છે. જેમ સાધારણે બેદરકાર જીંદગી ગુજારતી વેળા થતુ નથી. વિચાર, વચન અને કામોની ખરી ખુબી સમજવાને ખુદાસનાસી એક સોનેરી ચાવી મીશાલ માનુ છુ, અને આપમતલબને તજી પરમાર્થી થવામાં ખરૂં પારસીપણુ સમજુ છુ."

## જાણીતા જાહેર વકતા શેઠ જાંહાંગીરજી જમશેદજી વીમાદલાલ એમ.એ., એલ.એલ.બી., સોલીસીટરનો અભીપ્રાય.

"આજથી ૧૪ વર્ષની વાત ઉપર બીમારીને સબબસર લાંબો વખત સુધી નવસારીમાં મને આસાયશ લેવાની ફરજ પડી હતી, જે દરમ્યાન અનેક જાતની ચોપડીઓ વાંચવામાં વખત રોકાતો હતો. બ્લેવેત્સ્કી લોજમાં તે વેળા Pauses નામનું માસિક નીકળતું હતું, જેની થોડીક નકલો મારા મીત્ર મી૦ બરજોરજી એદલજી ઉનવાલા થીયોસોફીના ફેલાવા કાજે, નવસારી મોકલી આપતા હતા. આમાની એક નકલ મારા માનવંત પીતાજીને હાથ આવતી હતી અને આ ચોપાન્યાંનો એક ઢગ આ અરસામાં મારી નજરે પડયાથી તે વાંચવા માંડયાં. ઘણાં વખતનો તરસ્યો માણસ નિર્મળ પાણીનો ઝરો મલતાં જે હોંશ અને ઉતાવળથી પોતાની પ્યાસ છીપાવે તેવીજ હોંશ, ઉલટ તથા ઉતાવળ સાથ આ ચોપાન્યાંઓનો મેં મન વડે ભક્ષ કરવા માંડયો. તેમજ પાણીના તરસ્યા માણસને જે સુખ આ અમૃત પ્રવાહી પામ્યાથી પ્રાપ્ત થાય એવુંજ આત્મિક સુખ મેં તે વેળા Pauses નાં લખાણોમાં અનુભવ્યું. ઘણીક બાબદો જો કે તે વેળા હું ખુલ્લી રીતે સમજી શકયો નહી છતાં અંતરજ્ઞાન (intuition) વડે કાંઇક રોશની મને મલતી દેખાઇ. ત્યાર પછી જુદી જુદી તકે--- થીયોસોફીકલ સાહીત્યનો અભ્યાસ ચાલુ રાખ્યો. આ મધેની એક તક ગરમીના દીવસની રજામાં મળી. તે વેળા કુટુંબ સહીત એકાંત જગ્યાએ રહેવાનું થયું અને મારા માનવંત પીતાશ્રી જેઓ આ બાબદનો શોખ ધરાવે છે તેઓની સાથ થીયોસોફીની Manuals, Esoteric Buddhism, Occult world વિગેરે ચોપડીઓનો અભ્યાસ થયો. બીજી તક મારા મજકુર મીત્ર મી૦ ઉનવાલાના નવસારી આવવાથી મળી જે વેળાએ થીયોસોફીકલ અભ્યાસ ચાલુ થયો. આ અરસામાં જાણીતા થીયોસોફીસ્ટ મરહુમ મી૦ પેશોતન ઘડીયાળી સાથ પીછાણ થવાથી તેઓએ કહ્યું કે "Lead the Life" (થીયોસોફીકલ જીંદગી ગુજારો) આ શબ્દનો ભાવાર્થ તે વેળા મને સમજ ન પડયો હતો પણ હવે હું સમજતો થયો છું. આ

પ્રમાણે છુટો છવાયો અભ્યાસ ચાલુ રહેવા છતાં થીયોસોફીકલ સોસાયટીમાં મેમ્બર થવાનો વિચાર આવ્યો નહોતો. ૧૮૯૯ ના મે માસમાં કાંઇ પણ દેખીતાં કારણ વીના મી૦ ઉનવાલાને મેં મેમ્બર થવાનો વિચાર જાહેર કર્યો અને તેઓએ ભલામણ કરી કે એક ઘણાં ચુસ્ત પારસી થીયોસોફીસ્ટ હૈદરાબાદના મી૦ જેહાંગીર સોરાબજી તે અરસામાં મુંબઇ આવવાના હતા તેઓ પાસ Initiation address લેવું. અને તે મુવાફેક આ ભલા મીત્રે મને આ મંડળીમાં જોડી આપ્યો. જોડાવા પછીના થોડાક દીવસ ઘણી શાંત તથા આનંદી હાલતમાં ગયા, ગોયા અંતર આત્માએ આ પગલાંને પસંદ કરી પોતાની ખુશાલી વડે તેનો જવાબ આપ્યો. થોડાક અરસામાં મંડળીના કામમાં ભાગ લેવાનો મી૦ ઉનવાલાના આગ્રહથી મેં શરૂ કર્યો. આ રીતે આ મારા મીત્રને હું મારી થીયોસોફીકલ કારકીર્દી માટે અનેક રીતે આભારી છું.

"થિયોસોફીકલ સોસાયટીમાં જોડાવાને મને આજે આઠ (૮) વર્ષ થયાં છે અને તે અરસામાં જે લાભો મેં મેળવ્યા છે તેનું વર્ણન શબ્દો વડે થઇ શકે એવું નથી. દુન્યવી ફાયદાઓ વાકયો મારફતે જાહેર કરી શકાય પણ રૂહાની લાભોનું બ્યાન આપવા જતાં નિષ્ફળતા મળ્યા વિના રહેતી નથી. જેમ જેમ થિયોસોફીનો અભ્યાસ વધે છે તેમ તેમ જીંદગી શું છે તે વિષેના ભેદો ખુલ્લા થતા જાય છે અને જેટલે દરજ્જે આત્મિક જીંદગી ગુજારવાનો પ્રયત્ન થાય છે તેટલે દરજ્જે મનની શાંતી, ભિત્તર નો આનંદ તથા સમાધાની ભર્યું સમતોલપણું જાહેર થતું જાય છે. મરહુમ મી૦ ઘડીયાળીના Lead the life શબ્દનો ભાવાર્થ હવે કેટલેક દરજ્જે ખુલ્લો થતો જાય છે. આત્મજ્ઞાન ફક્ત વાંચીને સંતોષ પકડવા યા બીજા ઓ આગળ બડાઇ મારવા સારૂ નથી. આત્મજ્ઞાન જીંદગી ગુજારવા સારૂ છે. એ જ્ઞાન જીંદગીની દરેક હાલતમાં તથા હર પળે એક સાચ્ચા રાહબર તથા આનંદ આપનાર ફરેસ્તા તરીકે કામ આવે છે. જેઓ આત્મિક જીંદગી ગુજારવાની કોશેશ કરે છે તેઓજ તેની મુશકેલીઓ તથા તેની અપાર મોજો સમજે છે. દુન્યવી મોજો પણ હું ભોગવી ચુકયો છું. અને અનુભવથી કહેવાને સામર્થવાન છું કે આત્મિક આનંદ તથા અશો જીંદગી ગુજારવાની કોશેશોની ખુશાલી સાથ દુન્યવી મોજોની સરખામણીજ કરી શકાતી નથી. ભાગ્યશાળી તે ઘડી કે જયારે એક જીવભોગના ચલીત માર્ગો તરફથી યોગના શાંત રસ્તા તરફ વલણ લીએ છે. ભાગ્યશાલી એટલાજ કાજે તે ઘડીને હું લેખું છું કે જેણે મને થિયોસોફીના સમાગમમા આણી

સાચ્ચું જીવન શું છે તે શિખાડયું તથા જીંદગીનું મહત્વ, જીંદગીની શ્રેષ્ટાઇ તથા જીંદગીની ખરી મોજ મારી સનમુખ ખુલ્લી કીધી. ભાગ્યશાલી તે ઘડી કે જે ઘડીએ થિયોસોફીકલ સોસાયટીના સોનેરી દરવાજા મારે માટે ઉઘડયા. આશીરવાદ પામેલાં તે કલાકો કે જે આ મંડળી મારફતે 'મનુષ્ય જાત તથા મારા હમદીનોની સેવામાં હું અર્પણ કરી શકયો છું. થિયોસોફીકલ સોસાયટી મારફતે અસત્યમાંથી સત્ય તરફ જવાનો રસ્તો મેં નીહાલ્યો છે; થિયોસોફીકલ સોસાયટી મારફતે અંધકારમાંથી રોશનીમા મારૂ મન આવવા લાગ્યું છે; થિયોસોફીકલ સોસાઇટી મારફતે મોતના ચક્રમાંથી છુટી અમર્ગીના કીનારા ઉપર જવાનો માર્ગ મારી આગળ ખુલ્લો થયો છે. આભાર, બેહદ આભાર માનું છું ત્યારે મરહુમ રૂહશાદ હેલેના પેત્રોવના બ્લાવાટસ્કીનો અને અંતઃકરણથી પુકારૂં છું "જય હેલેનાય! જય થિયોસોફાય!"

## આ ચોપાન્યાના અહના લખનારનો અભીપ્રાય.

આસરે ૧૯ વર્ષો થયાં હું થીયોસોફીકલ મંડળનો સભાસદ છું. આસરે ૨૧) વર્ષો થયાં મારા માનવંત મિત્ર તથા અનફળશાકના ખોરાકના સઉથી ચુસ્ત અને આગેવાન હીમાયતી શેઠ ખેરામજી દીનશાજી પાંડેએ વનસ્પતી ખોરાકના સાહીત્યનો ફેલાવો કીધો તે વાંચી હું અનફળશાક ખાનાર થયા પછી મને અંદરથી કંઇક એવી લાગણી થઇ કે હું કસાની સોધમાં છુ. પણ તે ચીજ શું છે તથા કેવી રીતે મલશે તે વીશે ગુચવાડો થવા લાગ્યો. વનસ્પતી ખોરાક લેવાનો સરૂ કરયા પછી એ વીશેની સલાહ લેવા ઉપલા મારા મિત્ર શેઠ પાંડેને અવારનવાર તેવણુની ઓફીસમાં હું મલવા જતો હતો. એ વખતે મારા વાંચવામાં મી૰ સીનેતની 'એસોતેરીક બુધીસમ' વાંચવામાં આવી તથા જે ચીજની શોધમાં હું હતો તે વીશે સેજ અજવાળુ પડવા લાગુ. એમ કરતાં મારા ઉપલા મિત્રે મિનોઇ જ્ઞાન તરફની મારી વલણુ જોઇ મને થીયોસોફીકલ મંડળીમાં જવા કહ્યું. તે વખતે એ મંડળી હાલના જેટલી જાણીતી થઇ નહતી, તથા વગર ઓલખાણે એ મંડળીમાં જવાની મને આંચકો લાગી. તે છતાં એક દીવસે તે વીશે પરપૂછ કરી ત્યાં ગયો તથા એ મંડળીની નેમ શું છે તે જાણી તેમાં મને કંઇ પણ વાંધા ભરેલું ન લાગવાથી, તથા મંડળીની નેમો મને પસંદ પડયાથી, હું થોડા વખતમાં એ મંડળીમાં સને ૧૮૮૯ ના સપટેમ્બર મહીનામાં સભાસદ તરીકે જોડાયો. તે વખતથી આજ સુધીમાં એ મંડળીમાં જોડાવાથી

મને મુદલ પસ્તાવાનુ કારણુ મલ્યુ નથી, એટલુજ નહી પણુ બેહદ ફાયદા થયા છે. તે વખતે આ મંડળી કોટના દેવળની પાસેની તેમેરીંદ લેનમાં મરહુમ થીયેસોફીસ્ટ મી૦ તુકારામ તાત્યાની ઑફીસની પાસેના ઓરડામાં હતી. એ મંડળીમાં જોડાયા પછી થીયેસોફીના બાહાર પડેલાં પુસ્તકે કે જે તે વખતે થોડાં હતાં તે લઇને વાંચવા માડયાં. અને તેથી ઘણીક બાબદોના ખોલાસા મલવા લાગ્યા. ત્યાર પછી કેટલાંક વર્ષે એ મંડળીના કેટલાક મેમ્બરોનો બનેલો એક ખાનગી વર્ગ જેને તે વખતે Esoteric Section of Theosophy અને હાલ Eastern School of Theosophy નામે ઓલખવામાં આવે છે ને જેના વડા અધીકારી મીસીસ એની બીઝાંટ છે, તેમાં જોડાયો. જેમાં મલતાં બેમુલાં શીક્ષણોથી મિનોઇ જ્ઞાનને લગતી લાંબા વખતની મારી ભુખ તુપ્ત થઇ છે, અને મારા મન અને જીગરને શાંતી મલી છે. થીયોસોફીના અમૂલ્ય શીક્ષણુથી જીંદગી તથા ધર્મને લગતાં ઘણા ગુચવાડા ભરેલા સવાલોના મને મનપસંદ તથા મન અને જીગરને રાહાત આપનારા ખુલાસા મલ્યા છે, અને એના શીક્ષણુથી મારા જુસ્સાઓને કેટલેક દરજ્જે દાબી રાખવામાં હું શક્તિવાન થયો છું. મારી મનશક્તિ અને નિતીપર, ધાર્મિક લાગણીઓ તથા ચાલચલણુપર, થીયોસોફીના વાંચણુથી ઘણી સારી અસર થઇ છે એમ હું ખાત્રી પુર્વક માનુ છું. એ મંડળીમાં જોડાયા પછી કેટલાંક વર્ષે ચોકસ કારણોથી મનની શાંતીમાં ભારે ખલલ થયાથી જરથોસ્તી ધર્મમાં વખોડેલા આપઘાતના બુરા ગુનાહ તરફ દોરવાઇ જતાં જો કોઇપણ શીક્ષણે મને અટકાવ્યો હોય તો તે થીયોસોફીનુ અમૂલ્ય શીક્ષણ છે. આએ અને બીજાં કારણોને લીધે થીયોસોફીના બેમુલાં શીક્ષણોની સરખામણીમાં દુનિયાની સઘળી દોલત માલમતા ખજાના તથા જાહોજલાલીને હું તુચ્છ ગણું છું તથા જે દીવસે દુન્યાનુ મીનોઇ ભલુ કરનાર આ મહાન મંડળમાં હું જોડાયો તેને મારી આખી જીંદગીના સઉથી ભાગ્યશાળી દીવસ તરીકે હું ગણુ છું. થીયોસોફીનુ અમૂલ્ય શીક્ષણ દુન્યામાં પ્રસાર થાય એવી મારી આતુર ઇચ્છાને અમલમાં મુકવા સારૂ આ શીક્ષણનો દુન્યામાં પ્રસાર થાય તે સારૂ મારી અદના કોશેશ કરૂ છું. જેવી રીતે આ બેમુલ શીક્ષણે મારી મિનોઇ ભુખ તૃપ્ત કીધી છે તે પ્રમાણે મિનોઇ જ્ઞાન તલબ કરનાર સઘલા ઉલટમંદ શખસોની ખાહેશ જલદીથી બર આવો અને તેઓ થીયોસોફીકલ શીક્ષણનો અભ્યાસ કરી તેને અમલમાં મુકી મિનોઇ માર્ગમાં આગલ પડી પોતાની મુરાદ પામો.

## ચેરાગ ચોપાન્યાના અધીપતિ તથા માલેક શેઠ નશરવાંનજી ફરામજી બીલીમોરયાનો અભીપ્રાય.

"થીયોસોફીકલ સોસાયટી માટે મારા જેવા એક કમીના અને મીશકીન માણુસની સર્ટિફીકેટ માંગવી એ સોના ઉપર સીસાનો ઢોર ચહડાવવા બરોબર છે. તો પણુ જ્યારે તે માંગવામાંજ આવે છે ત્યારે ખુશી સાથે જણાવવાની રજા લઉ છું કે હું સને ૧૮૮૬ માં આ મંડલીમાં સત્ત શું છે તે શોધવા માટે સામેલ થયો હતો. બીજા સવાલના જવાબમાં મારે જણાવવું જોઇએ કે "જીંદગીને લગતા ગુચવાડા ભરેલા સવાલો" જે માટે હું લાંબો વખત મારા સ્વધર્મમાંથી ધર્મ પુસ્તકો મારફતે અને ધર્મ ગુરૂઓની મારફતે અને ધર્મ મંડળોની મારફતે મેળવવાને ફાંફાં મારતો હતો તે ગુંચવાડા દુર થયા એટલુજ નહી, પણુ જેમ જેમ હું ધર્મના રહસ્યમાં વધારે ને વધારે ઉતરતો ગયો તેમ તેમ મારી નજર આગલ શોધખોલનું એક એવુ તો વિશાળ મેદાન ખુલ્લું થતું ગયું કે જે વિષે મને પેહલાં કાંઇ ભાસ પણુ ન હતો. જરથોસ્તી ધર્મની જે સમજ પેહલાં લુખી સુકી જણાતી તેમાં કાંઇ અજબ રોશની જણાવા લાગી, કેટલીકવાર એવી કે તે શબ્દોમાં કે ભાષામાં વર્ણવવાને મને મુશકેલ લાગતું હતું અને કેટલીવાર ટોલાની સનમુખ રજુ કરવાતે મને કવખતનું લાગતુ હતુ. અવસ્તા અને પેહેલવી સાહીત્યનાં કેટલાંક ભેદ ભરેલાં પવિત્ર લખાણોનો ભેદ ખુલ્લો થતો ગયો અને જેમ જેમ તે ખુલ્લો થતો ગયો તેમ તેમ તે ચોપાન્યાઓ અને ચોપડાંઓ મારફતે જરથોસ્તી કોમમાં મારી કમીની ગુંજાસ પ્રમાણે આશકારા કરતો ગયો, જે આજે કેટલાક અભ્યાસીઓ અને બીજાં વાંચનારાંઓને મદદગાર થઇ પડયાં છે. માણુસને જીવવાની નેમ શી છે તે મને થીયોસોફીના અભ્યાસથી જણાઇ અને તે પાછલથી અવસ્તામાં પણુ દેખાઇ; માણુસે પોતાનો એક ગુરૂ કરવાની જરૂર છે, અને તેટલા માટે એક જરથોસ્તીએ પોતાના ગુરૂ તરીકે અશો જરથોસ્તને સ્વીકારવાની ફરજ છે એ પેહલ વેહેલું મને આ મંડળીમાંથી જણાયું, અને તે ખ્યાલ ટોળામાં ફેલાવાની મેં જરૂર જોઇ અને મારાં લખાણોને તે સિદ્ધાંતથી શણુગારવા માડયાં.

"આવી રીતના અભ્યાસથી મને પોતાને જે અંગત ફાયદો થયો તે એ કે મારી મનશક્તિ વધારે તિક્ષણુ થતી ગઇ; તે મીનોઇ હસ્તી વિષે સહેલાઇથી કેયાસ કરવા લાગી; તે હસ્તી મને વાસ્તવીક જણાવા લાગી.

ખરૂં છે કે આ મંડળીના સાહીત્યથી મારી નીતી ઉપર કાંઇ ઓર અસર થઇ છે, તો પણ નીતીમાં સુધરીને એક ફરેસ્તાઇ આદમી થઇ ગયો છુ આમ કહેવાની સોખાઇ મારાથી થઇ શકે નહીં; કારણ કે આવતી કાલે મારી શી વલે થશે તે હું કહી શકું નહી. ઘણા ઉંચે દરજ્જે ચહડેલા સંતો ગગડી પડયા છે. વળી જ્યાં સુધી ખુદી છે ત્યાં સુધી કોઇ દીવસે ધુસ્સો નહીં થાય કે નહી થશે આમ કહેવું એ પણ ઉદ્ધતાઇજ છે. આ બાબદ મારા પોતાના પ્રારબંધ ઉપર અને મારી ચાલુ કોશેશ ઉપર આધાર રાખતી હેવાથી તેમાં જો હું પાછળ હતુ તો તે માટે મંડળી કે મંડળીનું સાહીત્ય જવાબદાર ગણી શકાય નહી. મારી જીંદગી ઉપર આ સંઘથી શી અસર થઇ છે તેનો એકજ શબ્દમાં ચિતાર આપું તો કાંઇજ નહી પણ તે **Self-Sacrifice—જાતીભોગ** છે."

## એરવદ રૂસતમજી કેરશાસ્પજી મોદીનો અભીપ્રાય.

"બચપણથીજ ધાર્મીક લાગણી, ભેદી બાબદ તરફ વલાણ અને ઇરાન સર જમીન તરફ ખેંચાણ હોવાથી, મારી વીશ, એકવીશ વર્ષની ઉમરમાં દીન અને દેશ સંબંધી બાબદમાં જેટલું પ્રગટ થયલુ હતું તેટલું મોટે ભાગે સઘળુ વાંચી લીધુ હતું, ઇરાન વતન કે જરથોસ્તી મજહબ વીષે જોબી કાંઇ નવુ નવુ નીકળતુ જતું તે હોંશથી વાંચી લેતો, પણ મને શાંતી મલતી નહોતી. "કાંઇળી છે, પણ જડતું નથી," તેથી મારા અભ્યાસ ઉપર અજવાળું નાંખવા અને સરખામણી કરવા તાલમડ, બાઇબલ અને કોરાન ધ્યાંનથી વાંચી જોયાં. તોય મનનું સમાધાન થાય નહી, અને જીવ બેચેન થવા લાગ્યો. હિંદુ અને બુદ્ધિસ્ટ ધર્મો તરફ ખોટો વિચાર બેસી ગયલો હતો કે તેઓ તો વેહેમોથી ભરપુર છે, તેથી તે ધર્મોને લગતું કાંઇ વાંચ્યુ ન હતું. ખરેખર મારે એમ કહેવું જોઇએ કે ફીલસુફીઓથી અને ઉંડા ભેદોથી ભરેલા એ ધર્મો તરફ ધ્યાંન ખેંચનાર તે વખતે કોઇ ન હોવાથી મારૂં ધ્યાન તે તરફ ગયુંજ ન હતું. દસ્તાન કેતાબ ત્રણ ત્રણ વાર થોડાં થોડાં વર્ષને આંતરે વાંચી જોઇ, તોય નિયમસર સમજાવનારની ગેરહાજરીમાં, તેની સમજ પડવા ન લાગી. આ વખતે થીયોસોફીકલ સોસાયટીનું મુંબઇમાં આવવું થયું, પણ હિંદુસ્તાનમાં છે તે વેહેમોમાં પુરો વધારો કરી આપવા એ આવી છે, તથા એ તો બુદ્ધિસ્ટ ધર્મનું હીમાયત કરનારૂ મંડળ છે, એવા વિચારો પત્રદ્વારે વાંચી મેં પેહેલાં ત્રણ વર્ષો તેપર બીલકુલ ધ્યાન આપ્યું નહીં. શું એક

માણુસ ચઢતામાં ચઢતો જરથોસ્ત સાહેબના જેવો રાસ્ત, હીમતવાન અને અશો થઇ શકે, અથવા ગ્લાડસ્ટનના જેવો બાહોશ, કે ન્યુટનનાં જેવો તર્કબાજ, કે બેકનનાં જેવો ફીલસુફ થઇ શકે, તેઓથી આગળ તેનાથી ન વધાય? ત્યારે શું ખોદાતાલા અને ફરેસ્તા જેવી મીનોઇ હસ્તી પછી ઉપર વર્ણવ્યા તેવી કુશળતા ધરાવનારા માણુસોજ મોટા કેહેવાઇ શકાય! અને તેબી કેટલા થોડા! કેળવાયલો વર્ગ તો મોટો પડેલો છે તોબી તેઓ સાધારણુ નિતિ રીતીમાં તો ઉતરતાં છે, ત્યારે દુનિયાંના મોટા ભાગનાં માનવીઓનું શું! શું તેઓ હમણાં છે તેવાજ મરણુ પછી કયામતનાં દહાડા સુધી રહી જશે? જો તેવું હોય અને મરણુ પછી ચઢતી સ્થિતિ ન હોય તો આ દુનિયામાં આવવાથી સાર્થક શું થયું? આ સઘળા વિચારો, એક રાહબરની ગેરહાજરીમાં મને ચકભમ કરી નાખતાં હતા. માહાત્મા શબ્દ હું તે વખતે જાણુતો હતો. પણુ ન્યુસપેપરવાળાઓની શિખવણીથી મશ્કેરી રૂપે; "અવતાર"ની મને ખબર હતી પણુ ઇંગ્રેજી કેળવણીને લીધે વેહેમ રૂપે તેને જોતો હતો. પ્રગટીકરણુ એવો શબ્દ તેનાં હાલનાં રવાનનાં આગળ વધવાનાં સંબંધમાં કોઇ જાણી શકતુંજ નહતું તેમજ જરથોસ્તી ધર્મની શિખવણી પ્રમાણે મરણુ પછી રવાનને ચઢતા પ્રકારના* દરજ્જાઓમાંથી પસાર થવું પડે છે, એવું સમજનાર તે વખતે કોઇ ન હતુ. મનની બેચેન હાલતમાં "યોગ વિદ્યા અને અસલી ઇરાનીઓ" નામની એક આર્ટીકલ તે વખતે પ્રગટ થતાં વિદ્યા મિત્ર નામનાં ચોપાન્યામાં ૧૮૮૨ ની શરૂઆતમાં મારા વાંચવામાં આવી. તે વાંચી, અને ફરી ફરીથી વાંચી. તે વાંચતાંજ મને વિજલીનાં જેવો ઝટકો લાગો. અરે! આ તો હું જે માગતો હતો તેજ આવી મલ્યું! મારા નેઆગાન રૂશી-પાદશાહ પેહલવાનો નવા લેબાસમાં મારી આગળ સજીવન થઇ ઉભા! એ આર્ટીકલના લખનાર મી૦ રૂસતમજી મંચેરજી મોબેદજીની† સાથ હું કાગળ પત્રોમાં રોકાયો, અને વધુ જાણુવા—શિખવાની આતુરતા બતાવી. તેવણે મને થિયોસોફીકલ સોસાયટીમાં જોડાવાની મજબુત ભલામણ કરી. મારી સફેદ પાઘડી સાથ એ મંડળમાં જોડાવાની બહુજ આનાકાંની મને લાગી, પણુ સેહેજ વાંચવાથી મનને રાહાત મળી તો વધુ વાંચતાં ને જાણુતાં કેવીક રોશની મળશે એવા ખ્યાલથી તે મંડળમાં

* "રવાન બોખ્તગી" ઉપર સમસુલ ઓલમાં એરવદ જી૦ જ૦ મોદીનું ભાષણ જોવું.

† "ખોદાની મોલાકાત"ના કર્તા.

જોડાવાનો મેં કસદ કીધો. એજ ટાંકણે એપ્રીલ મહીનામાં કરનલ આલકટે “જરથોસ્તી ધર્મ” ઉપર ટાઉન હાલમાં એક ગંજાવર મેલાવડા સનમુખ એક જાહેર ભાષણ આપ્યું, તે સમજતો હતો તેટલાંજ મારાં મનમાં વમાસવા લાગ્યો કે મેં આટલું બધું વાંચ્યું છે, પણ કરનલ સમજાવે છે તેવી રીતે કોઇએ સમજાવ્યું નથી. “વિચારોની ફેર બદલી” thought transference તે શું તે વિશે મુંબઇમાં કોઇ તે વખતે જાણતું ન હતું ; પણ મારા વિચારો મારા માનવંત મુરબ્બી સમાન ખેશી એરવદ જીવનજીને જઇ વળગ્યા. ભાષણ સમજી હું તો મુગો બેઠો, પણ મારા પ્રિય મિત્ર તો વકતા હોવાથી અને તરતનાં બહાર આવવા માંડેલા હોવાથી કરનલ, મેડમ અને સભાની તાજુંબી વચે ઉભા થઇ ૧૦–૧૫ મીનીટ સુધી એ ભાષણની તરફેણમાં બોલ્યા. આ ભાષણ પછી બારવણે મારા એક અસીલ થીયોસોફીસ્ટ મીત્રની ચીઠી લઇ મરહુમ તુકારામ તાત્યા આગળ ગયો. ચીઠી વાંચી આ ગ્રહસ્થે મને પુછ્યું “થીયોસોફીકલ સોસાયટીમાં સામેલ થઇ તમો શું કરવા માંગો છો?” મેં કહ્યું : “ધર્મના અભ્યાસમાં મદદ મળે, એજ મારી મોરાદ છે.” આ ઉપરથી તે ભલી યાદનાં ધણીએ મારો હાથ પકડી એવો તો ચાંપીને જોરથી હીલાવી બોલ્યા કે “થીયોસોફીમાં ઘણાંબી આવ્યા છે અને ઘણાંબી ગયા છે, પણ અભ્યાસીની ખરી ખુબી કયારે કહેવાય કે હાથમાં લીધેલી બાબદને વગર તાસુબીએ તપાશી છેલ્લે સુધી વળગી રેહેવું.” આ મુરબ્બી મીત્રની શિખામણ મેં જાળવી રાખી છે. થિયોસોફીકલ સોસાયટી પર ઘણાંબી વાંધંણો આવી ગયાં, એની શિખવણીઓ ઉપર ઘણાંબી ચુંઠણાં પડયાં, સગાં અને સ્નેહીઓએ ઘણોબી સમજાવ્યો, પણ મેં ધારણ કરેલી વલણ ફેરવી નહીં. થિયોસોફી, જેણે મારા ધર્મની ખુબીઓ વધુ અજવાળાંમાં આણી, દીન ઉપરનું મારૂં ઇમાન મજબુત કર્યું, પેગામબર સાહેબનો યજદી દરજ્જો જેણે મારી નજરમાં વધુ ઉંચો જાહેર કીધો, તેને હું કેમ તજી જાઉં? ૧૨ મી જુલાઇ ૧૯૦૭ ને દીને એ મંડળમાં જોડાવાને મને બરાબર ૨૫) વરશો પુરાં થયાં છે, પણ થિયોસોફીથી મને નુકશાન થયું છે, એમ એક દહાડોબી મેં માન્યું નથી. મનશની અને ગવશની, વિચાર વિદ્યા અને સ્વર વિદ્યા માનવંત મેડમ બ્લાવાટસ્કિએ એવાં તો ખોલ્લાં રૂપમાં સમજાવ્યાં છે કે આપણા વડીલો તરફનું હેત, પ્રિત અને માનમાં તેથી વધારો થયો છે, કારણ તેઓએ આપેલાં શિક્ષણો હાલમાં અજવાલાંમાં આવતી વિદ્યાઓ સાથ મલતાં આવે છે. કેઆની ખોરેહ, રવાનની અમર્ગી અને કેઆંમતનો દિવસ તે વખતે સમજ ન પડે એવો એક ગુંચવાડો હતો, તે આ માનવંત

બાનુની શિખવણીથી દુર થયો છે. રવાન અને ફ્રોહરની ભેદ ભરેલી બીના થિઓસોફીની ફીલસુફીને આધારે સારી રીતે ધ્યાનમાં ઉતરે છે. હોશંગ, ફ્રેદુન, કયખુશરો* જેવા રૂષી રાજાઓની કિર્તિને "મહાત્મા" શબ્દની સમજણુથી ખરી પાડી આપી છે. જગતસાથ જીવનો સંબંધ શો છે, તે સમજાવી, માણુસનાં બુલંદ દરજ્જાનું ભાન આપણામાં આવ્યું છે. જેથી એક જણુ પોતે કોણુ છે, કયાંથી આવ્યા છે અને તેને કયાં જવું છે, તે સારીકાની સમજતો થવાથી અવસ્તામાં જણાવેલી "ખેશીએ દાદારહોરમજદ" એટલે દાદાર હોરમજદ સાથનું સગપણુ તે સારી રીતે સમજતો થાય છે. એ સગપણુ સમજતા થાવામાંજ અશોઇનો ખરો માર્ગ મળે છે, જે રસ્તે જેમ જેમ આગળ વધાય છે તેમ તે એટલો "બાલ કરતાં બારીક" થાતો જાય છે, કે તે ઓળંગવાની મજાહ, એક માણુસ પોતાની તાકાટ પ્રમાણે જેટલુ સમજી શકે, તે ઉપર રહેલી છે. આ તાકાટ તે ધાર્મીક વાચણો છે, જે વાંચણો આત્માનો ખોરાક છે, અને આત્માની પૃષ્ટિ આત્મવિદ્યા છે, અને એ વિદ્યા (થિઓસોફી) સપાદન કરવાથીજ અશોઇને તેના ખરાં રૂપમાં નીહાલી શકાય છે. કારણુ અશોઇજ સુખ અને તંદરોરતી આપનાર નેઆમત છે. અશોઇનો માર્ગ દરેક ધર્મ શિખવે છે, અને થિઓ-સોફી કોઇબી ચોકસ ધર્મની હીમાયત કરનારૂં મંડળી ન હોવાથી તેનાં લખાણો સર્વે કોમનાં આસામીઓને રૂચે તેવાં છે, જે વગર તાસુબીએ વાંચવાથી દરેક ધર્મ વાલાને પોતાનાં ધર્મનાં શિક્ષણો વધારે ખોલી હાલતમાં જણાઇ આવે છે. દાખલા તરીકે ૧૫-૧૭ વરશોની વાત ઉપર આપણા ભલા મિત્ર ડા૦ જાંહાંગીર ખરશેદજી દાજીએ નાસીકમાં હિંદુઓ સનમુખ જે ભાષણુ આપ્યું હતુ, તે હિદુઓને એટલું તો પસંદ આવ્યું કે એક પંડીતે ઉભા થઇ જણાવ્યું કે "આતો હમારા ધર્મની સમજ ન પડે તેવી ગુપ્ત વાત છે, તે આ પારસીએ કયાંથી જાણી." ભાઇઓ જાંહાંગીર જ૦ વીમાદલાલ અને જાલભાઇ રૂ૦ આરીઆના અને બેહેન મોટીબાઇ એ૦ બાટલીવાલાનાં ભાષણો પોતા તરફ મોટી મોજલસો ખેંચે છે, તેનું કારણુ એજ છે કે તેઓ નવીન રીતે ધર્મનાં સિધાંતો સમજાવી શકે છે; અને મને લાગે છે કે તે વખત દુર નથી કે જ્યારે હવે પછીનાં ધર્મ સમજાવનારાઓ, ખોદાસનાશી--થિઓસોફીનાં સાહિત્યની મદદ વીનાં કાંઇબી આગળ કરી શકશે. એરવદ જીવનજી મોદી જો કે થિયોસોફીકલ મંડળીના મેમ્બર નથી, તોય પોતાનાં બોહોળાં વાંચણુને લીધે એવણુના ભાષણો ભેદી બાબદોની સમ-જણુથી સારાં ભરપુર રહે છે; તેમાં "અસર રોશની" વિશેનુ એવણનું

* કયેખુશરો બાદશાહની જીદગીનો એહવાલ—ચેરાગ પ્રેસ.

છેલું ભાષણ કેટલાક ગુચવાડા ભરેલા સવાલોને સફાઇથી ખોલા કરી આપવા માટે ઘણું અગતનું હતું. જો કોઇ અભ્યાસી સંસ્કૃતનો સારો અભ્યાસ કરી, હિંદુ અને બુધિસ્ટ ધર્મો સારી રવેસે સમજી, આત્મજ્ઞાનની બાબદ ધ્યાંનમાં રાખી આપણાં શાસ્ત્રો સમજાવે તો જરથોસ્તી ધર્મની ખુબી દુન્યાંમાં ઘણી જાહેર થાય. બેહેસ્ત હોજો એરવદ કાવશજી કાંગાને તેવણનાં ખરાં એકીનથી કીધેલા તરજુમાઓએ આપણ પારસી થિઓસોફીસ્તોને ઘણી ઘણી મદદ કરી છે, પણ અવસ્તાનાં જ્ઞાન સાથે બીજા ધર્મોની માહીતી ધરાવી થિયોસોફીનાં જ્ઞાનને લીધે બેહેસ્ત બેહેર એરવદ જમશેદજી પીરોજશાહ નાલાદારૂનાં દીનકરદ સમજાવતા હતા, તેવી રીતે સમજાવનારા જો વધુ હોયતો આપણ જરથોસ્તીઓનાં દીલ પોતાના પાક ધર્મ તરફ વધુ ચુસ્ત થાય, અને નેયાગાનો તરફ પ્રિતિ વધે.

### "ખોદાની મુલાકાત"ના લખનાર શેઠ રૂસ્તમજી મનચેરજી મોબેદજીનો અભીપ્રાય.

મારા મનમાં રહેલ્લો, મેં ગનામીનોને૧ દીઠો. તેને કહાડવાની કોશેશ મેં ઘણાં વરસ કીધી; પણ તે ગયો નહીં.

પછી ઇ૦ સ૦ ૧૮૮૧ માં, થીયોસોફીકલ સોસાઇટીમાં, હુ દાખલ થયો.

Light on the Path, ત્યાં મને મળી. સ્પેનાગીનોનું૨ સાધન૩ તેણે મને સમજાવ્યું, ગનામીનોને કહાડવાનો, એજ એક પુરો ઇલાજ,૪ એવું તેણે કહ્યું.

The Secret Doctrine, પછી મને મળી. અમશાસ્પંદો૫ સાથની સ્પેનામીનોની સગાઇ,૬ બાપ દીકરાના જેવી, તેણે મને સમજાવી. સપેનાગીનોની મુલાકાત થાય, તેથી અમશાસ્પંદોની મુલાકાતની લાયકી આવે, એવું તેણે સુચવ્યું.

દીનની એવી ઘણી ઘણી વાતો, થીયોસોફીએ મને શિખવી; જે દીનમાં રહી, પણ દફતરો શિખવે નહીં; જે દીનમાં રહી, પણ ઉસ્તાદો અજાણા.

---

૧ ખુદાની મુલાકાત, પાનાં ૧૦, ૧૪, ૧૭, ૧૨૦, ૧૨૮.

૨ ખુદાની મુલાકાત, પાનાં ૬, ૭, ૧૭, ૯૪, ૧૨૦, ૧૨૮.

૩ ખુદાની મુલાકાત, પાનાં ૪૦, ૪, ૮.

*The Secret Doctrine*, vol, iii, p. 57-58, 60, 62-63.

૪ ખુદાની મુલાકાત, પાનાં ૮૭, ૯૦.

૫ ખુદાની મુલાકાત, પાનાં ૧૪૫, ૧૫૩.

૬ *The Secret Doctrine*, vol. iii, p, 59.

ખુદાની મુલાકાત, પાનું ૧૫૫, પેરા ૩–૫.

# થિયેસોફીકલ સોસાયટી.

**સત્યાત્ નાસ્તિ પરો ધર્મ.**

થિઓસોફીકલ સોસાયટીની સ્થાપના તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૭૫ને દીવસે અમેરીકાના ન્યુ યોર્ક શેહરમાં થઇ હતી. સ્થાપનારાં એવી વકી રાખતાં હતાં કે ધર્મ અને વિદ્યા એ બેઉના લાભ, સંસ્કૃત, પાલી, અવસ્તા પાજંદ અને એવીજ બીજી ભાષાઓના પ્રાચીન લખાણોને તાજાં કર્વાથી વધશે, કે જે ભાષાઓમાં અસલના દાનાવો અને આગેદોએ માણસ જાતનાં ઉપયોગ માટે માણસ અને કુદરત વિષે સચાઇનો બે મુલ ખજાનો સંઘરી રાખ્યો છે. આ મંડળી ધર્મને લગતી હોવા છતાં કોઇ પણ ધર્મ તરફથી કે તેનાં સંબંધમાં રહીને કામ કરતી નથી. તે સર્વ ધર્મોથી વેગળી છે, તો જો કે તેનું કામ સર્વે ધર્મોમાં સચાઇ જાણવાની ખાહેશ રાખનાર કાએલ અભ્યાસીઓ, પંડીતો, અને વિદ્વાનોથી, એકદીલીથી કરવામાં આવે છે. આ મંડળીની નેમ એ છે કે:—

૧ લી—જાત, ન્યાત, ધર્મ, રંગ, વર્ણ, વગેરેનો તફાવત રાખ્યા વગર જગતમાં માણસ જાત વચ્ચે ભાઇબંધી વધારવી.

૨ જી—આર્યન અને પૂર્વ તરફના દેશોના ભણતર, ધર્મ પુસ્તકો, અને વિદ્યાઓનો અભ્યાસ વધારવો.

૩ જી—કુદરત અને માણસમાં ગુપ્ત રહેલી આત્મશક્તિઓ વિષે ખોળ કરવી.

સામેલ થતી વેળા કોઇ પણ મેમ્બરનું ધર્મ સંબંધી મત પુછવામાં આવતું નથી, તેમજ તેને બીજા મેમ્બરોના શું મત છે તે પુછવા દેવામાં આવતું નથી.

દરેક મેમ્બરે મંડળીમાં દાખલ થયા આગમચ એટલું કબુલ કરવું જોઇએ કે, જેમ તેના વિચારોની ખાંગી બીજાઓ સાંખે એવું તે ઇચ્છે, તેમ બીજાઓના વિચારોની ખાંગી તેને પણ સાંખી જવી જોઇએ. આ મંડળીની કોઇની શાખામાં લાઇબ્રેરીના યા તેની સભાસદ તરીકે જેઓ જોડાવા માગતા હોય તેઓએ તે વાશે આ મંડળીના ઑનરરી સેક્રેટરીને લખવું યા મલવું.

**ચોપાન્યાઓ:—થીઓસોફીસ્ટ, થીઓસોફીકલ રીવ્યુ, થીઓસોરી એન્ડ ન્યુ થોટ,** ઇત્યાદી ચોપાન્યાઓ મંડળીની જુદી જુદી શાખાઓ તરફથી ઇંગ્રેજીમાં નીકળે છે તે ઉપરાંત ફ્રેંચ, જરમન, સ્પેનીસ, હીંદી અને બીજી ભાષાઓમાં પણ બીજાં નીકળે છે.

મુંબઇની શાખાઓ—બ્લાવાટસ્કી લાજ, ૨૧ હોર્નબી રોડ, કોટ,
અને ધર્માલય ગીરગામ, મુંબઇ.

# Theosophical Pamphlets & Books.

## By Mrs. Besant.

| | Rs. | a. |
|---|---|---|
| The Inner Purpose of *the* Theosophical Society. ... | 0 | 1 |
| The Work of Theosophy in the World ... ... | 0 | 1 |
| Theosophy and Its Practical Application ... ... | 0 | 1 |
| What Theosophy is ... ... ... ... ... | 0 | 1 |
| Necessity for Reincarnation ... ... ... ... | 0 | 1 |
| Why you should be a Theosophist ... ... ... | 0 | 1 |
| The Secret of Evolution ... ... ... ... | 0 | 2 |
| In Defence of Theosophy ... ... ... ... | 0 | 2 |
| Some Difficulties of *the* Inner Life ... ... ... | 0 | 3 |
| Vegetarianism in the Light of Theosophy ... ... | 0 | 3 |
| Theosophy and Its Evidences... ... ... ... | 0 | 3 |
| The Meaning and Use of Pain ... ... ... | 0 | 3 |
| Modern Science and the Higher Self... ... ... | 0 | 3 |
| Theosophy in Questions and Answers ... ... | 0 | 3 |
| A Rough Outline of Theosophy ... .. ... | 0 | 3 |
| Proofs of the Existence of the Soul ... ... ... | 0 | 6 |
| The Path of Discipleship ... ... ... ... | 1 | 8 |
| The Ancient Wisdom ... ... ... ... ... | 3 | 12 |
| The Seven Principles of Man (Theosophical Manual No. 1) ... ... ... ... ... ... | 0 | 12 |
| Reincarnation (Theosophical Manual No. 2) ... | 0 | 12 |
| Death and After " " No. 3 ... | 0 | 12 |
| Karma " " No. 4 ... | 0 | 12 |
| Man and His Bodies " " No. 7 ... | 0 | 12 |
| In the Outer Court ... ... ... ... ... | 1 | 8 |
| The Birth and Evolution of the Soul... ... ... | 0 | 12 |
| Four Great Religions: Hinduism, Zoroastrianism, Buddhism, Christianity ... ... ... ... | 1 | 8 |
| Three Paths to Union with God ... ... ... | 1 | 8 |
| The Evolution of Life and Form ... ... ... | 1 | 8 |
| Thought Power, its Control and Culture ... ... | 1 | 2 |
| Laws of the Higher Life ... ... ... ... | 1 | 2 |
| The Pedigree of Man ... ... ... ... ... | 1 | 8 |
| Theosophy and the New Psychology ... ... | 1 | 8 |
| A Study in Consciousness ... ... ... ... | 4 | 8 |
| Occult Chemistry ... ... ... ... ... | 0 | 6 |
| Thought Forms by Annie Besant and C. W. Leadbeater ... ... ... ... ... ... | | |

Path to the Masters of Wisdom (Extracts chiefly from the writing of Annie Besant, dealing with the Path of Discipleship ... ... ... ... o

**By H. P. Blavatsky.**

The Secret Doctrine 3 vols and Index .. ... 45
Key to Theosophy ... ... ... ... ... 4
The Voice of the Silence, Cloth, 1-2, paper edition o

**,y Mabel Collins.**

Idyll of the White . tus ... ... ... ... 1 14
Light on the Path, Cloth, 1-2, paper edition ... o 2
Through the Gates of Gold ... ... ... ... 1 14

**By Bhagavan Das Fl. A.**

The Science of the Emotions ... ... ... ... 2 10
The Science of Peace ... ... ... ... ... 4 8

**By Edger Lilan M. A.**

Elements of Theosophy ... ... ... ... 1 8

**By C. W. Leadbeater.**

The Astral Plane Theosophical Manuals No. 5. ... o 12
The Devachanic Plane or the Heaven-World, Theosophical Manual No. 4. ... ... ... ... o 12
Cla voyance ... ... ... ... ... ... 1 8
Dreams ... ... ... ... ... ... ... 1 2
Our Relation to Children ... ... ... ... o 6
Invisible Helpers ... ... ... ... ... 1 2
An Outline of Theosophy ... ... ... ... o 12
Man: Visible and Invisible ... ... ... ... 7 14
The Other Side of Death ... ... ... ... 4 8

**By Col. Henry S. Olcott.**

Old Diary Leaves four volumes each ... ... 4 8
Theosophy, Religion and Occult Science ... ... 5 10

**By A. P. Sinnet.**

Esoteric Buddhism ... ... ... ... ... 1 4
The Growth of the Soul ... ... ... ... 3 12
The Occult World ... ... ... ... ... 1 14
The Rationale of Mesmerism... ... ... ... 1 14

**By N. F. Billimoria.**

Zoroastrianism in the Light of Theosophy... ... o 12

*The above books may be had from*
**The Theosophical Book Depot, Bombay Blavatsky Theosophical Society, Hornby Row, Fort, Bombay or Manager, t! Theosophist, Theosophical Society, as.**